સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ [૧]સમીહાજી,
સર્વ અરથ યોગે સુખ તેહથી, અનંતગુણ નિરીહાજી. ૩
એ અડદિઠ્ઠી કહી સંક્ષેપે, યોગ શાસ્ત્ર સંકેતેંજી,
કુલ યોગી ને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગી કુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી,
અદ્વેષી ગુરુદેવદ્વિજ-પ્રિય, દયાવંત ઉપયોગીજી. ૪
શુશ્રૂષાદિક અડગુણ સંપુરણ, પ્રવૃત્તચક્ર તે કહિયેજી,
યમદ્વય લાભી પરદુગ અર્થિ, આદ્ય અવંચક લહિયેજી;
ચાર અહિંસાદિક યમ ઈચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિનામેજી,
શુદ્ધ રુચે પાલે અતિચારહ, ટાલે ફળ પરિણામેજી. ૫
કુલયોગી ને પ્રવૃત્તચક્રને, શ્રવણ શુદ્ધિ પક્ષપાતજી,
યોગદૃષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહિ એ વાતજી;
શુદ્ધ ભાવ ને સૂનિ કિરિયા, બેહુમાં અંતર કેતોજી,
જલહલતો સૂરજ ને ખજુઓ, તાસ તેજમાં તેતોજી. ૬
ગુહ્ય ભાવ એ તેહને કહિએ, જેહસું અંતર ભાંજેજી,
જેહસું ચિત્ત પટંતર હોવે, તેહસું ગુહ્ય ન છાજેજી;
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતોજી,
ખમશે તે પંડિત પરિષદમાં, મુષ્ટિપ્રહાર ને લાતોજી. ૭
સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, નંદી સૂત્રે દિસેજી,
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી;
લોક પુરજો નિજનિજ ઈચ્છા, યોગ ભાવ ગુણરયણેજી,
શ્રી નયવિજય વિબુધપયસેવક; વાચક યશને વયણેજી. ૮

## ૨૩. છૂટક પદો.

સુખડી સહેલી હે, અકેલી ઉદાસીનતા,
અધ્યાત્મની જનની, તે ઉદાસીનતા.

---

લઘુ વયથી અદ્ભુત થયો, તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે, ગતિ આગતિ કાં શોધ? ૧
જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાંય;
વિના પરિશ્રમ તે થયો, ભવ શંકા શી ત્યાંય? ૨
જેમ જેમ મતિ અલ્પતા, અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવશંકના, અપાત્ર અંતર જ્યોત. ૩
કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ વિચાર;
પણ અસ્તિ તે સૂચવે, એ જ ખરો નિર્ધાર. ૪
આ ભવ વણ ભવ છે નહીં, એ જ તર્ક અનુકૂળ;
વિચારતાં પામી ગયા, આત્મધર્મનું મૂળ. ૫

વિ. સં. ૧૯૪૫ શ્રીમદ્ રાજચંદ્ર

---

( ૨ )

ભિન્ન ભિન્ન મત દેખિયે, ભેદ દૃષ્ટિનો એહ
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો તેહ. ૧
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, ધર્મ તે જ અનુકૂળ. ૨
પ્રથમ આત્મસિદ્ધિ થવા, કરીએ જ્ઞાન વિચાર;
અનુભવિ ગુરુને સેવિયે, બુધજનનો નિર્ધાર. ૩
ક્ષણ ક્ષણ જે અસ્થિરતા, અને વિભાવિક મોહ;
તે જેનામાંથી ગયા, તે અનુભવિ ગુરુ જોય. ૪

બાહ્ય તેમ અભ્યંતરે, ગ્રંથ ગ્રંથિ નહિ હોય;
પરમ પુરુષ તેને કહો, સરળ દૃષ્ટિથી જોય. ૫

વિ સં. ૧૯૫૪ શ્રીમદ્ રાજચંદ્ર

---

( મધ્યાહ્ન પછીનો ભક્તિનો ક્રમ: સમય ૨ થી ૪॥)
મંગલાચરણ તથા જિનેશ્વરની વાણી: પૃ. ૧–૨
વીશ દોહરા, યમનિયમ–ક્ષમાપના પૃ. ૬, ૧૯–૨૦

## ૨૪. ગુણસ્થાન આરોહણક્રમ.

૧ અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
કયારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્ પુરુષને પંથ જો. અપૂર્વ૦

૨ સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ૦

૩ દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અ

૪ આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો;

૫ સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતિ સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦
૬ પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦
૭ ક્રોધ પ્રત્યે તો વર્ત્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની.
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦
૮ બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો,
દેહ જાય પણ માયા થાય ન રોમમાં;
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦
૯ નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦
૧૦ શત્રુ મિત્ર પ્રત્યે વર્ત્તે સમદર્શિતા;
માન અમાને વર્ત્તે તે જ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્ત્તે સમભાવ જો. અપૂર્વ૦

૧૭ મન, વચન, કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકલ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦
૧૮ એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ૦
૧૯ પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિસુખમાં,
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો. અપૂર્વ૦
૨૦ જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ૦
૨૧ એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુઆજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો. અપૂર્વ૦

શ્રીમદ્ રાજચંદ્ર

---

## ૨૫. મૂળમાર્ગ રહસ્ય.

'રગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ; મૂ૦
દિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવદુઃખ. મૂ૦ ૧

કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને જિન સિદ્ધાંત; મૂ૦
માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ વાત. મૂ૦ ૨

જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે, એકપણે અને અવિરુદ્ધ; મૂ૦
જિન મારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુધ. મૂ૦ ૩

લિંગ અને ભેદો જે વ્રતના રે, દ્રવ્ય દેશ કાળાદિ ભેદ; મૂ૦
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ. મૂ૦ ૪

હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો પરમાર્થ; મૂ૦
તેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ. મૂ૦ ૫

છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અવિનાશ; મૂ૦
એમ જાણે સદ્‌ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ. મૂ૦ ૬

જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત; મૂ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકીત. મૂ૦ ૭

જેમ આવી પ્રતિતી જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ; મૂ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે, નામ ચારિત્ર તે અણુલિંગ. મૂ૦ ૮

તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ; મૂ૦
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજસ્વરૂપ. મૂ૦ ૯

એવાં મૂળ જ્ઞાનાદિ પામવા રે, અને જવા અનાદિ બંધ; મૂ૦
ઉપદેશ સદ્‌ગુરુનો પામવો રે, ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ. મૂ૦ ૧૦

એમ દેવ જિનંદે ભાખિયું રે. મોક્ષમાર્ગનું શુદ્ધ સ્વરૂપ; મૂ૦
ભવ્ય જનોના હિતને કારણે રે, સંક્ષેપે કહ્યું સ્વરૂપ. મૂ૦ ૧૧

આણંદ, આસો સુદ ૧, ૧૯૫૨.

---

(સાયંકાળની ભક્તિનો ક્રમ - સમય ૬- )

## ૨૬. સાયંકાળની સ્તુતિ તથા દેવવંદન.

મહાદેવ્યાઃકુક્ષિરત્નં શબ્દજીતરવાત્મજમ્;
રાજચંદ્રમહં વંદે તત્વલોચનદાયક

### નમસ્કાર

જય જય ગુરુદેવ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્ય સ્વામી અંતરજામી ભગવાન ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસિહિઆએ મત્થએણ વંદામિ.

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમજ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૨૫

### નમસ્કાર

જય જય ગુરુદેવ !..........મત્થએણ વંદામિ.

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત. ૨૬

### નમસ્કાર

જય જય ગુરુદેવ!..............મત્થએણ વંદામિ.

નમોઽસ્તુ નમોઽસ્તુ નમોઽસ્તુ, શરણં, શરણં, શરણં, ત્રિકાલ શરણં, ભવો ભવ શરણં, સદ્ગુરુશરણં, સદા સર્વદા, ત્રિવિધ ત્રિવિધ ભાવવંદન હો. વિનયવંદન હો; સમયાત્મક વંદન હો, ૐ નમોસ્તુ જય ગુરુદેવ શાંતિ; પરમ તારુ, પરમ સજ્જન, પરમ હેતુ. પરમ દયાળ, પરમ મયાળ, પરમ કૃપાળ. વાણીસુરસાળ, અતિ સુકુમાળ, ષટ્જીવદયા પ્રતિપાળ, કર્મશત્રુના કાળ, 'મા હણો મા હણો', શબ્દના કરનાર. આપકે ચરણકમળમેં મેરા મસ્તક, આપકે ચરણકમળ મેરે હૃદયકમળમેં અખંડપણે, સ્થિર રહો. સંસ્થાપિત રહો; સત્પુરુષોંકા સત્સ્વરૂપ, મેરે ચિત્ત સ્મૃતિ પટપર ટંકોત્કીર્ણવત્ સદોદિત, ધ્યાન રહો. અખંડ ધ્યાન રહો.

આનંદમાનન્દકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ્;
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્‌ગુરું નિત્યમહં નમામિ.

## ૨૭. આરતિ (૧)

જય જય આરતી સદ્‌ગુરુરાયા,
શ્રીમદ્ રાજચંદ્ર નમું (તુજ)પાયા. જય જય૦ ૧
પહેલી આરતી મિથ્યા ટાળે,
સમ્યગ્જ્ઞાન પ્રકાશ નિહાળે. જય જય૦ ૨
બીજી આરતી બીજ ઉગાડે,
દ્વંદ્વાતીતપણાને પમાડે. જય જય૦ ૩
ત્રીજી આરતી ત્રિકરણ શુદ્ધિ,
થાએ સહેજે નિર્મળ બુદ્ધિ. જય જય૦ ૪
ચોથી આરતી અનંત ચતુષ્ટય,
પરિણામે આપે પદ અવ્યય. જય જય૦ ૫
પંચમી આરતી પંચ સંવરથી,
શુદ્ધ સ્વભાવ સહજ લહે અરથી. જય જય૦ ૬
શ્રીમદ્ સદ્‌ગુરુરાજ કૃપાએ,
સત્ય મુમુક્ષુપણું પ્રગટાયે. જય જય૦ ૭

## આરતી (૨)

જય દેવ, જય દેવ. જય પંચ પરમ પદ સ્વામી,
પ્રભુ પંચ પરમ પદ સ્વામી;
મોહાદિક હણ્યાથી (૨) અનંત ગુણધામી. જય દેવ૦ ૧
લોકાલોક પ્રકાશક, સૂર્ય પ્રગટ જ્ઞાની; પ્રભુ૦
આરતી કરી જીવ પામે(૨)શિવ પદ સુખખાણી. જય દેવ૦ ૨

પહેલી આરતી પ્રભુની. જિજ્ઞાસુ કરતા; પ્રભુ૦
નિજ પદ લક્ષ લહીને (૨) મિથ્યામતિ હરતા. જય દેવ૦ ૩
બીજી આરતી પ્રભુની. સમકિતી કરતા; પ્રભુ૦
પ્રભુ સમ નિજ ચિદ્રૂપને (૨) અંતર અનુભવતા. જય દેવ૦ ૪
ત્રીજી આરતી પ્રભુની, શાંત સુધા ઝરતા; પ્રભુ૦
રત્નત્રય ઉજ્વલશી (૨) ધર્મ ધ્યાન ધરતા. જય દેવ૦ ૫
ચોથી આરતી પ્રભુની, શ્રેણી ક્ષપક ચડતા; પ્રભુ૦
શુકલ ધ્યાન વર યોગે. (૨) મોહ શત્રુ હણતા. જય દેવ૦ ૬
પંચમી આરતી પ્રભુની, કેવલશ્રી વરતા; પ્રભુ૦
ધન્ય ધન્ય સહજાત્મા, (૨)સિદ્ધિસદન વસતા. જય દેવ૦ ૭
શુદ્ધ ચિદાત્મની આરતી, આત્માર્થી કરતા;પ્રભુ૦
શ્રી ગુરુરાજ–કૃપાથી (૨) ભવજલધિ તરતા. જય દેવ૦ ૮

---

## ૨૮. મંગલ દીવો (૧)

દીવો રે દીવો પ્રભુ મંગલિક દીવો,
શ્રીમદ્ સદ્દગુરુ શાશ્વત જીવો. દીવો૦ ૧
સમ્યગ્ દર્શન નયન અજવાળે,
કેવલ જ્ઞાન પ્રકાશ નિહાળે. દીવો૦ ૨
ભવભ્રમતિમિરનું મૂળ નસાવે,
મોહ પતંગની ભસ્મ બનાવે. દીવો૦ ૩
પાત્ર મુમુક્ષુ ન નીચે રાખે.
તપવે નહીં એ અચરિજ દાખે. દીવો૦ ૪
કલિમલ સબ ઉત્પત્તિ જાયે,
શ્રીમદ્ સદ્દગુરુ સદાય વરાયે. દીવો૦ ૫

શ્રોતા વક્તા ભક્ત સકલમેં,
શિવકર બુદ્ધિ રહે મંગલમેં. દીવો૦ ૬
શ્રીમદ્ સેવક ભાવ પ્રભાવે,
સેવક સેવ્ય અભેદ સ્વભાવે. દીવો૦ ૭

---

## મંગલ દીવો (૨)

દીવો રે દીવો પ્રભુ મંગલિક દીવો;
જ્ઞાન દીવો પ્રભુ તુજ નિરખ્યો. દીવો૦ ૧
નિશ્ચય દીવે પ્રગટે દીવો;
પ્રગટાવો ભવિ દિલમાં દીવો. દીવો૦ ૨
પ્રગટ દીવો જ્ઞાની પરમાત્મા;
તેને અર્પણ હો નિજ આત્મા. દીવો૦ ૩
બહિરાતમતા તજી પ્રભુ શરણું;
બનો અંતરાત્મા પ્રભુ સ્મરણે. દીવો૦ ૪
પરમાતમતા નિશદિન ભાવે;
આતમ અર્પણતા તો થાવે. દીવો૦ ૫
આત્મભાવના સતત અભ્યાસે;
નિજ સહજાત્મસ્વરૂપ પ્રકાશે. દીવો૦ ૬
આત્મદૃષ્ટિ દીવો ઝળહળતો;
પ્રગટ્યો ઉરમાં જન્મ સફલ તો. દીવો૦
શ્રીમદ્ સદ્ગુરુ રાજ કૃપાથી;

( રાત્રિની ભક્તિનો ક્રમ : સમય ૭ાા થી ૯ાા )

વંદન તથા પ્રણિપાત સ્તુતિ : પૃષ્ઠ ૩૭.

મંગળાચરણ તથા જિનેશ્વરની વાણી : પૃષ્ઠ ૧-૨

વીશ દોહરા--યમનિયમ : પૃષ્ઠ ૬-૧૯

## ૨૯. ભક્તિનો ઉપદેશ.

( તોટક છંદ )

શુભ શીતળતામય છાંય રહી, મનવાંછિત જ્યાં ફળપંકિત કહી;
જિનભકિત ગ્રહો તરુકલ્પ અહો, ભજીને ભગવંત ભવંત લહો. ૧
નિજ આત્મસ્વરૂપ મુદા પ્રગટે, મનતાપ ઉતાપ તમામ મટે;
અતિ નિર્જરતા વણદામ ગ્રહો, ભજીને ભગવંત ભવંત લહો. ૨
સમભાવિ સદા પરિણામ થશે, જડ મંદ અધોગતિ જન્મ જશે;
શુભ મંગળ આ પરિપૂર્ણ ચહો, ભજીને ભગવંત ભવંત લહો. ૩
શુભ ભાવ વડે મન શુદ્ધ કરો, નવકાર મહાપદને સમરો;
નહિ એહ સમાન સુમંત્ર કહો, ભજીને ભગવંત ભવંત લહો. ૪
કરશો ક્ષય કેવળ રાગ કથા, ધરશો શુભ તત્ત્વસ્વરૂપ યથા;
નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો, ભજીને ભગવંત ભવંત લહો. ૫

વિ. સં. ૧૯૪૧ શ્રીમદ્ રાજચંદ્ર

---

૩૦

બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત;
સેવે સદ્ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત. ૧
બૂઝી ચહત જો પ્યાસકો, હૈ બૂઝનકી રીત;
પાવે નહિ ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત. ૨
એહી નહિ હૈ કલ્પના, એહી નહિ વિભંગ;
કઈ નર પંચમકાળમેં, દેખી વસ્તુ અભંગ. ૩

એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં. ૪
તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો 'તેહ' જેણે અનુભવ્યું;
રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો. ૫
વિ. સં. ૧૯૪૧. શ્રીમદ્ રાજચંદ્ર

---

## ૩૨. બ્રહ્મચર્ય વિષે સુભાષિત.

( દોહરા )

નીરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન. ૧
આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ;
એ ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોકસ્વરૂપ. ૨
એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ પુર ને અધિકાર. ૩
વિષયરૂપ અંકૂરથી, ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદિરાપાનથી, છાકે જ્યમ અજ્ઞાન. ૪
જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વવચન એ ભાઈ. ૫
સુંદર શિયળ સુરતરુ, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ. ૬
પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન. ૭
વિ. સં. ૧૯૪૧ શ્રીમદ્ રાજચંદ્ર

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્ગુરુલક્ષણ યોગ્ય. ૧૦
પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઉગે ન આત્મવિચાર. ૧૧
સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ,
સમજ્યાવણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ. ૧૨
આત્માદિ અસ્તિત્વનાં, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્ગુરુયોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩
અથવા સદ્ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪
રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ. ૧૫
પ્રત્યક્ષ સદ્ગુરુ-યોગથી, સ્વચ્છંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬
સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્ત્તે સદ્ગુરુ લક્ષ:
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭
માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય;
જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮
જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯
એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦
અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળ માંહિ. ૨૧

(૧) શંકા-શિષ્ય ઉવાચ :—

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ,
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫
અથવા દેહ જ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જુદો માનવો, નહીં જુદું એંધાણ. ૪૬
વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭
માટે છે નહિ આત્મા, મિથ્યા મોક્ષ ઉપાય;
એ અંતર શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮

(૧) સમાધાન-સદ્‌ગુરુ ઉવાચ :—

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન ૪૯
ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦
જે દૃષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧
છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇન્દ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨
દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિય, પ્રાણ;
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્ત્ત જાણ. ૫૩
સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટ રૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪
ઘટ, પટ, આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહિ, કહિયે કેવું જ્ઞાન ? ૫૫

### આત્માર્થી લક્ષણ.

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુકલ્પના, આત્માર્થી નહિ જોય. ૩૪
પ્રત્યક્ષ સદ્‌ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્ત્તે આજ્ઞાધાર. ૩૫
એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. ૩૬
એમ વિચારી અંતરે, શોધે સદ્‌ગુરુ યોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ. ૩૭
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણીદયા, ત્યાં આત્માર્થ નિવાસ. ૩૮
દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહિ જોગ;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ. ૩૯
આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧
ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુશિષ્ય સંવાદથી, ભાખું ષટ્‌પદ આંહી. ૪૨

### ષટ્‌પદનામકથન.

'આત્મા છે', 'તે નિત્ય છે', 'છે કર્તા નિજકર્મ';
'છે ભોક્તા' વળી 'મોક્ષ છે', 'મોક્ષ ઉપાય સુધર્મ'. ૪૩
ષટ્‌સ્થાનક સંક્ષેપમાં, ષટ્‌દર્શન પણ તેહ;
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪

(૧) શંકા-શિષ્ય ઉવાચ :—

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ,
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫
અથવા દેહ જ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જુદો માનવો, નહીં જુદું એંધાણ. ૪૬
વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭
માટે છે નહિ આત્મા, મિથ્યા મોક્ષ ઉપાય;
એ અંતર શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮

(૧) સમાધાન-સદ્‌ગુરુ ઉવાચ :—

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન ૪૯
ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહ સમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦
જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧
છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇન્દ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨
દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિય, પ્રાણ;
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્ત્તે જાણ. ૫૩
સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટ રૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪
ઘટ, પટ, આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહિ, કહિયે કેવું જ્ઞાન ? ૫૫

કર્તા ઈશ્વર કોઈ નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષપ્રભાવ. ૭૭
ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહિ નિજભાનમાં, કર્ત્તા કર્મ-પ્રભાવ. ૭૮

(૪) શંકા-શિષ્ય ઉવાચ :—

જીવ કર્મ કર્ત્તા કહો, પણ ભોક્તા નહિ સોય,
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય? ૭૯
ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦
ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત્ નિયમ નહિ હોય,
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ કોય. ૮૧

(૪) સમાધાન-સદ્ગુરુ ઉવાચ :—

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨
ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય. ૮૩
એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, એ જ શુભાશુભ વેદ્ય. ૮૪
ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫
તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

(૫) શંકા-શિષ્ય ઉવાચ :—

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭
શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિમાંય;
અશુભ કરે નર્કાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮

(૫) સમાધાન-સદ્ગુરુ ઉવાચ :

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષ સ્વભાવ. ૯૦
દેહાદિ સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ. ૯૧

(૬) શંકા-શિષ્ય ઉવાચ :

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩
કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪
તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય;
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય. ૯૬

કર્તા ઈશ્વર કોઈ નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષપ્રભાવ. ૭૭
ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહિ નિજભાનમાં, કર્તા કર્મ-પ્રભાવ. ૭૮

(૪) શંકા-શિષ્ય ઉવાચ :—

જીવ કર્મ કર્તા કહો, પણ ભોકતા નહિ સોય.
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય? ૭૯
ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોકતાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦
ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત્ નિયમ નહિ હોય,
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ કોય. ૮૧

(૪) સમાધાન-સદ્ગુરુ ઉવાચ :—

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨
ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોકતાપણું જણાય. ૮૩
એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, એ જ શુભાશુભ વેદ્ય. ૮૪
ફળદાતા ઈશ્વરતણી. એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫
તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

(૫) શંકા-શિષ્ય ઉવાચ :—

કર્ત્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭
શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિમાંય;
અશુભ કરે નર્કાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮

(૫) સમાધાન-સદ્‌ગુરુ ઉવાચ :

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષ સ્વભાવ. ૯૦
દેહાદિ સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ. ૯૧

(૬) શંકા-શિષ્ય ઉવાચ :

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩
કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪
તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય;
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્‌ભાગ્ય. ૯૬

કર્તા ઈશ્વર કોઈ નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષપ્રભાવ. ૭૭
ચેતન જો નિજભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહિ નિજભાનમાં, કર્ત્તા કર્મ-પ્રભાવ. ૭૮

(૪) શંકા-શિષ્ય ઉવાચ :—

જીવ કર્મ કર્ત્તા કહો, પણ ભોકતા નહિ સોય,
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય? ૭૯
ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોકતાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦
ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત્ નિયમ નહિ હોય,
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ કોય. ૮૧

(૪) સમાધાન-સદ્‌ગુરુ ઉવાચ :—

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨
ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોકતાપણું જણાય. ૮૩
એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, એ જ શુભાશુભ વેદ્ય. ૮૪
ફળદાતા ઈશ્વરતણી. એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫
તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

(૫) શંકા-શિષ્ય ઉવાચ :—

કર્ત્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭
શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિમાંય;
અશુભ કરે નર્કાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮

(૫) સમાધાન-સદ્‌ગુરુ ઉવાચ :

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષ સ્વભાવ. ૯૦
દેહાદિ સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ. ૯૧

(૬) શંકા-શિષ્ય ઉવાચ :

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય ? ૯૨
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩
કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪
તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય;
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય ? ૯૫
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્‌ભાગ્ય. ૯૬

સમાધાન સદ્ગુરુ ઉવાચ :

પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;
થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭

કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮

જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવ અંત. ૯૯

રાગ દ્વેષ અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તે જ મોક્ષનો પંથ. ૧૦૦

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત;
જેથી કેવળ પામીએ, મોક્ષપંથ તે રીત. ૧૦૧

કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહનિય, હણાય તે કહું પાઠ. ૧૦૨

કર્મ મોહનિય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩

કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦૪

છોડી મત દર્શનતણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫

ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં, પૂછ્યાં કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર. ૧૦૬

જાતિ વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ—અભિલાષ;
ભવે ખેદ અંતર દયા, તે કહિયે જિજ્ઞાસ. ૧૦૮

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુ બોધ;
તો પામે સમકિતને, વર્તે અંતર શોધ. ૧૦૯

મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦

વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ૧૧૧

વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગ પદ વાસ. ૧૧૨

કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩

કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ. ૧૧૫

એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ. ૧૧૭

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય. ૧૧૮

## શિષ્યબોધબીજપ્રાપ્તિ

સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯

ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર અમર અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦
કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧
અથવા નિજ પરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ;
કર્તા ભોકતા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ. ૧૨૨
મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩
અહો! અહો! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામરપર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર. ૧૨૪
શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ, દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭

### ઉપસંહાર

દર્શન ષટે સમાય છે, આ ષટ્ સ્થાનક માંહી;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮
આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯
જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ. ૧૩૦

નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧
નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહીં, બન્ને સાથ રહેલ. ૧૩૨
ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્વ્યવહાર;
ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહીં સાર. ૧૩૩
આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય,
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહિ કોય. ૧૩૪
સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય;
સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય. ૧૩૫
ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;
પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬
મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭
દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮
મોહભાવ ક્ષય હોય જ્યાં અથવા હોય પ્રશાંત;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત. ૧૩૯
સકળ જગત તે એંઠવત્, અથવા સ્વપ્નસમાન;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦
સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ;
પામે સ્થાનક પાંચમું, એમાં નહિ સંદેહ. ૧૪૧
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો! વંદન અગણિત. ૧૪૨

શ્રી નડિયાદ. આ વદ ૧ ગુરુ. ૧૯૫૨

# ૩૪. ભક્તિના છંદો.

(૧)

સહજાત્મસ્વરૂપ, રાખો બાળરૂપ, અખિલ અનુપમ બહુનામી;
પ્રભુ નિષ્કામી, અંતરજામી, અવિચળધામી હે! સ્વામી.
જય જય જિનેંદ્ર, અખિલ મહેન્દ્ર, જગ જિનચંદ્ર હે દેવા;
હું શરણ તમારે, આવ્યો દ્વારે, ભક્તિ ભાવે કરું સેવા;
સુખશાંતિદાતા, પ્રભુ જગત્રાતા, હિતના દાતા હે સ્વામી. સહજા૦

જય મંગળકારી બહુ ઉપકારી, આશ તમારી હિત ધરીએ;
અક્ષયપદ ચહું છું, કરગરી કહું છું, શરણે રહું છું સ્તુતિ કરીએ;
આ લક્ષ ચોરાશીખાણજખાસી,જઉંછુંત્રાસીહેસ્વામી.સહજા૦

નવ જોશો કદાપિ, દોષો તથાપિ, કુમતિ કાપી હે ભ્રાતા;
મુક્તિપદ દાતા, પ્રમુખ મનાતા, સન્મતિ દાતા હે ત્રાતા;
કૃતિઓનવજોશોઅતિશયદોષોસઘળાખોશોહેસ્વામી.સહજા૦

હું પામર પ્રાણીનું દુઃખ જાણી, અંતર આણીને તારો;
ઘર ધંધાધાણી શિર લઈ તાણી, ભટક્યો ખાણી ભવ ખારો;
મનેરસ્તેચડાવો,કદીનડગાવો,ચિત્તરખાવોદુઃખવાગી.સહજા૦

ઉત્તમ ગતિ આપો, સદ્ધર્મ સ્થાપો, કિલ્વિષ કાપો હાથ ગ્રહી;
પ્રકાશે પ્રતાપો, અખિલ અમાપો, ભવદુઃખ કાપો નાથ સહી;
અવનીમાં તમારો સૌથી સારો જે શુભ ધારો સુખધામી.સહજા૦

---

( ૨ )

જય જગતત્રાતા, જગતભ્રાતા, જન્મ હર જગદીશ્વરા,
સુખ સર્વ કારણ, ધર્મધારણ, ધીર વીર મહેશ્વરા;
અતિ કર્મ કંદન, ચિત્ત ચંદન, ચરણ કમળે ચિત્ત ધરું
સહજાત્મરૂપી સેવ્ય ગુરુને વંદના વિધિએ કરું. ૧

આનંદસાગર-ચંદ્ર, નાગર-વૃંદ શ્રી સુખકંદ છો,
ભવ ફંદ વારક, છંદ ધારક, સર્વ સદ્ગુણ ગંદ્ર છો;
સુખકાર છો ભવપાર નહીં કંઈ સાર ચિત્તમાં હું ધરું. સદ્ગુ૦ ૨

વિકરાળ આ કળિકાળ કેરી, ઝાળથી ભય પામતો;
ગુરુ ચરણ કેરા શરણ આવ્યો, ચિત્તમાં વિશ્રામતો;
ગુરુ ચરણ સેવી દૂર થશે ફિર એમ આશા આદરું. સદ્ગુ૦ ૩

કરી કોપ ચાર કષાય ભાંધે, બાંધ આશા પાશનો;
અતિ માર મારે માર તેમાં, કામની અભિલાષનો;
છો નિર્વિકારી પાસ રાખો, ભક્તિ હું દિલમાં ધરું સદ્ગુ૦ ૪

નિજ ધામ ચંચળ, વિત્ત ચંચળ, ચિત્ત ચંચળ સર્વથી;
હિત મિત્ર ને સુકલત્ર ચંચળ, તથ શું સુખથી કશી;
સ્થિર એક સદ્ગુરુ દેવ છો, એ ટેક અંતર આદરું. સદ્ગુ૦ ૫

ભવ મંડપે કરી પ્રીત માયાસેજ સુંદર પાથરી;
ત્યાં નિત્ય સૂતો ગાઢ નિદ્રા, મોહની અતિ આચરી,
જાગ્રત કરી ગુરુ રાજચંદ્રે બોધદાન કર્યું ખરું. સદ્ગુ૦ ૬

જયકાર શ્રી ગુરુદેવનો, જન જગતમાંહી ગજાવજો;
શુભ ભક્તના જે ધર્મ તે, અતિ પ્રેમ સાથ બજાવજો;
ગુરુ ધર્મધારક, કર્મવારક, ધ્યાનમાં નિત્યે ધરું; સદ્ગુ૦ ૭

---

(૩)

દયાળુ દીનાનાથ અજ્ઞાનહારી, ખરા ચિત્તથી ધ્યાનમાંહી વિહારી;
ઘણા શિષ્યના આપ સંતાપહારી, ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્ય મારી. ૧
હર્યો ક્રોધ તો ક્રોધને મારવાને, ધર્યો લોભ તો ધ્યાનને ધારવાને;
મહા મોહહારી નિજાનંદધારી, ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્ય મારી. ૨

સદાનિર્વિકારી મહા બ્રહ્મચારી,ન પ્હોંચે સ્તુતિમાં મતિ કાંઈ મારી;
નિરાધાર આ બાલ માટે વિચારી,ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્ય મારી.૩
કદી નાથ સામું ન જોશો અમારા,તથાપિ અમે છીએ સદાયે તમારા;
હવે આપ ઓ બાપ! તારો વિચારી, ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્યમારી
ક્ષમા, ધૈર્ય, ઔદાર્યના જન્મસિંધુ! સદાલોકથી દીનના આપબંધુ,
ન શકિત કશા કામમાંહિ અમારી,ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્ય મારી.પ
ગુણી જ્ઞાનવંતા વિવેકી વિચારો,મને આશરો એક ભાવે તમારો;
દયાળુ હવે પ્રાર્થના લો અમારી,ગુરુ રાજચંદ્ર ગ્રહો બાંહ્ય મારી. ૬

---

( ૪ )

જડબુદ્ધિ જીવ સંતવિના શુદ્ધ મારગ કોણ બતાવે? એ દેશી

અહો! રાજચંદ્ર દેવ, રાત દિવસ મને રહેજો રટણ તમારું,
તુમે પતિતપાવન છો સ્વામી,
હું તો લોભી લંપટ ને કામી,
તે તો જાણે છો અંતરજામી. અહો! રાજ૦ ૧
નથી જપ તપ સાધન કાંઈ કર્યું,
નથી ચરણકમળમાં ચિત્ત ધર્યું,
મન રેંટ તણી પેરે જાય ફર્યું. અહો! રાજ૦૨
મને મોહકટક લાગ્યું પૂંઠે,
નિત્ય ઘેરીને મુજને લૂંટે,
તમે છોડાવો પ્રભુ તો છૂટે. અહો! રાજ૦ ૩
અહો! ભાનુ સમાન પ્રગટ મણિ,
મારા અનંત દોષ કાઢો ધણી,
કરુણ દૃષ્ટિ કરો મુજ રંક ભણી. અહો! રાજ૦ ૪

પ્રભુ કરુણાસાગર આપ અહો !
મુજ પામરની પ્રભુ બાંહ્ય ગ્રહો,
તુમ સેવા મુને સદાય રહો. અહો ! રાજ૦ ૫
જ્ઞાન દર્શન ચરણ ક્ષાયક જાણી,
પ્રભુ સહજ સ્વભાવ પ્રગટ મણિ,
આપો મને દેવ હો રંક ગણી. અહો ! રાજ૦ ૬
દિવ્ય જ્ઞાન કળા પ્રભુ અકળ અહો !
મુજ પામરથી ન કળાય અહો !
તુમ મુદ્રા દેખી પ્રતીત ભયો. અહો ! રાજ૦ ૭
તુમે મોક્ષમાર્ગ ઉજ્વળ કિયો,
કુળ મતાગ્રહાદિ છેદ દિયો,
અહો ! ભવ્યને કારણ દેહ લિયો. અહો ! રાજ૦ ૮
અહો ! વિષય કષાય અભાવ કિયો,
પ્રભુ સહજ સ્વભાવે ધર્મ લિયો,
નિરઉપાધિપદ સહજ ગ્રહ્યો. અહો ! રાજ૦ ૯
પરમ શીતળ અનંત દયા તુમમેં,
પ્રભુ સ્યાદ્વાદશૈલી તુમ ઘટમેં,
તુજ ચરણકમળ સેવા દ્યો મુજને. અહો ! રાજ૦ ૧૦
તુમ જ્ઞાનકળા અખંડ પ્રગટી,
હું પામર ગુણ શું કહું કથી ?
જૈન શૈલી પામું હું તુમ થકી. અહો ! રાજ૦ ૧૧
પ્રભુ ચાર ગતિમાં હું ભટકયો,
હવે સ્વામી તુજ ચરણે આવ્યો,
મુનદાસ ગુલામ છે તુમ જાયો. અહો ! રાજ૦ ૧૨

## ૩૫. સ્તવનો.

### ૧લા શ્રી ઋષભદેવ સ્વામી.

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ મારુ.

કરમ પરીક્ષા કરણ કુંવર ચલ્યો રે—એ દેશી

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહું રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ-અનંત. ઋષભ૦ ૧

પ્રીત સગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીત સગાઈ રે નિરુપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋષભ૦ ૨

કોઈ કંત કારણ [1]કાષ્ઠભક્ષણ કરે રે, મિલશું કંતને ધાય;
એ મેળો નવિ [2]કહિયે સંભવે રે, મેળો ઠામ ન ઠાય. ઋષભ૦ ૩

કોઈ પતિરંજન અતિ ઘણું તપ કરે રે, પતિરંજન તન તાપ;
એ પતિરંજનમેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન[3]ધાતુમિલાપ ઋષભ૦ ૪

કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ;
દોષરહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ. ઋષભ૦ ૫

ચિત્તપ્રસન્ને રે પૂજનફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટરહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ. ઋષભ૦ ૬

### (૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

નિદડી વેરણ હુઈ રહી—એ દેશી

ઋષભ જિણંદશું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન-
ઉચ્ચાર. ઋષભ૦ ૧

કાગળ પણ પહોંચે નહિ, નવિ પહોંચે હો તિહાં કો પરધાન;
જે પહોંચે તે તુમ સમો, નહિ ભાખે હો કોનું [4]વ્યવધાન.
ઋષભ૦ ૨

---

૧. કાષ્ઠમાં બળી મરે. ૨. કહિયે. ૩. પ્રકૃતિ. ૪. ઉપ્રાકત.

પ્રીતિ કરે તે રાગીઆ, જિનવરજી હો તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, ભેળવવી હો તો લોકોત્તર માર્ગ.
ઋષભ૦ ૩

પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ;
કરવી [1]નિર્વિષ પ્રીતડી, કિણ ભાંતે હો કહો બને બનાવ.
ઋષભ૦ ૪

પ્રીતિ અનંતી પર થકી, જે તોડે હો તે જોડે એહ;
પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ-ગેહ,
ઋષભ૦ ૫

પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ.

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

મહાવિદેહક્ષેત્ર સોહામણો-એ દેશી

જગજીવન જગવા'લહો, મરુદેવીનો નંદ લાલ રે;
મુખ દીઠે સુખ ઊપજે, દર્શન અતિહિ આનંદ. લા૦ જ૦ ૧
આંખડી અંબુજપાંખડી, અષ્ટમી શશિસમ ભાલ લાલ રે;
વદન તે શારદ ચાંદલો, વાણી અતિહિ રસાલ. લા૦ જ૦ ૨
લક્ષણ અંગે વિરાજતાં, અંડહિય સહસ ઉદાર લાલ રે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર. લા૦ જ૦ ૩
ઇંદ્ર, ચંદ્ર, રવિ ગિરિ તણા ગુણ[3] લઈ ઘડિયું અંગ લાલ રે;
ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦ જ૦ ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલ રે;
વાચક યશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લા૦ જ૦ ૫

---

૧. રાગરૂપ વિષ રહિત ૨. પરમાત્માથી ૩. રૂપ, સૌમ્યતા, પ્રતાપ અને ધૈર્ય.

(૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.
દેખો ગતિ દૈવની રે એ દેશી

જ્ઞાનાદિક ગુણસંપદા રે. તુજ અનંત અપાર;
તે સાંભળતાં ઊપની રે, રુચિ તેણે પાર ઉતાર.
અજિત જિન તારજો રે, તારજો દીનદયાળ. અ૦ ૧
જે જે કારણ જેહનું રે, સામગ્રી સંગોગ;
મળતાં કારણ નીપજે રે, કર્તા તણે પ્રયોગ. અ૦ ૨
કાર્યસિદ્ધિ કર્ત્તા વશુ રે, લહિ કારણ સંયોગ;
નિજ પદકારક પ્રભુ મિલ્યા રે, હોય[૧]નિમિત્તહ ભોગ.અ૦ ૩
અજકુલગત કેશરી લહેરે. નિજપદ સિંહ નિહાળ;
તિમ પ્રભુભકતે ભવિ લહે રે, આતમશકિત સંભાળ.અ૦ ૪
કારણપદ કર્ત્તાપણે રે, કરી આરોપ અભેદ;
નિજ પદ અર્થી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ. અ૦ ૫
એહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદ સત્તા રસી રે, અમલ અખંડ અનૂપ. અ૦ ૬
આરોપિત સુખ-ભ્રમ ટળ્યો રે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યું અભિલાષીપણું રે, કર્ત્તા સાધન સાધ્ય. અ૦ ૭
ગ્રાહકતા સ્વામિત્વતા રે, વ્યાપક ભોકતા ભાવ;
કારણતા કારજ દશા રે, સકલ ગ્રહ્યું નિજભાવ, અ૦ ૮
શ્રદ્ધા ભાસન રમણતા રે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તારસી રે, જિનવર-દરિસણ પામ. અ૦ ૯
તિણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખ સાગરુ રે, ભાવ ધરમ દાતાર. અ૦ ૧૦

---

૧. નિમિત્તના.

### (૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

નિંદરડી વેરણ હોઈ રહી—એ દેશી.

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહીઓ, કિમ બેસે હો બાવલ તરુ ભૃંગ કે. અજિત૦ ૧

ગંગાજલમાં જે રમ્યા, કિમ [1]છિલ્લર હો રતિ પામે મરાળ[2] કે;
સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગ ચાતક બાળ કે. અજિત૦ ૨

કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે;
ઓછાં તરુવર નવિ ગમે, ગિરુઆશું હો હોયે ગુણનો પ્યાર કે. અજિત૦ ૩

કમલિની દિનકર-કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદ્રશું પ્રીત કે;
ગૌરી[3] ગિરીશ[4] ગિરિધર[5] વિના, નવિ ચાહે હો કમલા[6] નિજ ચિત્ત કે. અજિત૦ ૪

તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રીનયવિજય સુગુરુતણો, વાચક જશ હો નિત નિત ગુણ ગાય કે. અજિત૦ ૫

---

### (૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

મોતીડાની—દેશી

અજિત અજિત જિન અંતરજામી,
અરજ કરું છું પ્રભુ શિર નામી;
સાહિબા સસનેહી સુગુણજી,
વાતલડી કહું કેહી—સાહિબા૦ ૧

---

૧ છીછરું પાણી. ૨ હંસ. ૩ પાર્વતી. ૪ શંકર. ૫ હરિ—વિષ્ણુ. ૬ લક્ષ્મી.

## ૩ જા શ્રી સંભવનાથ સ્વામી.

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ રામગ્રી.

રાતડી રમીને કિહાંથી આવિયારે—એ દેશી.

સંભવદેવ તે ધુર સેવો સવેરે, લહી પ્રભુસેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકારે, અભય અદ્વેષ અખેદ. સંભવ. ૧
ભય ચંચલતા હો જે પરિણામનીરે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકિયેરે, દોષ અબોધ લખાવ. સંભવ. ૨
ચરમાવર્ત[1] હો ચરમકરણ[2] તથારે, ભવપરિણતિપરિપાક;
દોષ ટળે વળી દૃષ્ટિ ખૂલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન–વાક. સંભવ. ૩
પરિચયપાતિક-ઘાતિક[3] સાધુશુરે, અકુશળઅપચયચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરીરે, પરિશીલન નયહેત. સંભવ. ૪
કારણજોગે હો કારજ નીપજેરે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે રેએનિજ મત ઉન્માદ. સંભવ ૫
મુગ્ધ સુગમ કરી સેવન આદરેરે, સેવન અગમઅનૂપ;
દેજો કદાચિત્ સેવક યાચનારે, આનંદઘનરસ રૂપ. સંભવ. ૬

### (૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

ધનરા ઢોલા—એ દેશી

શ્રી સંભવ જિનરાજજીરે, તાહરું અકલ સ્વરૂપ; જિનવર પૂજો,
સ્વપર–પ્રકાશક દિનમણિરે, સમતા રસનો ભૂપ; જિન૦ પૂ૦
પૂજો પૂજોરે ભવિક જન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનંદ જિન૦ પૂ૦ ૧
અવિસંવાદી નિમિત્ત છો રે, જગતજંતુ સુખકાજ; જિન૦
હેતુ સત્ય બહુમાનથીરે, જિન સેવ્યાં શિવરાજ. જિન૦ પૂ૦ ૨

૧. છેલ્લું પુદ્ગલ પરાવર્ત્તન, ૨. અનિવૃત્તિકરણ, ૩. પાપસંહારક.

## (૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન

આઘા આમ પધારો પૂજ્ય....એ દેશી.

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઈ મીઠું;
છતી વસ્તુ દેતાં શું શોચો, મીઠું જે સહુએ દીઠું,
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનજી. મુજને૦ ૧
એમ મત જાણો જે આપે લહીએ, તે લાધ્યું શું લેવું;
પણ પરમારથ પ્રીછી આપે, તેહિજ કહીએ લેવું. પ્યારા૦ ૨
અર્થી હું, તું અર્થસમર્પક, ઇમ મત કરજો હાંસું;
પ્રગટ હતું તુજને પણ પહેલાં, એ હાંસાનું પાસું. પ્યારા૦ ૩
પરમ પુરુષ તુમે પ્રથમ ભજીને, પામ્યા ઈમ પ્રભુતાઈ;
તેણે રૂપે તુમને અમે ભજીએ, તેણે તુમ હાથ વડાઈ. પ્યારા૦ ૪
તમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે;
નહિ તો હઠ માંડી માગતાં કીણવિધ સેવક, લાજે. પ્યારા૦ ૫
જ્યોતે જ્યોતિ મીલે મન પ્રીછે, કુણ લહેશે કુણ ભજશે;
સાચી ભકિત તે હંસતણી પરે, ખીર-નીર[1] નય કરશે. પ્યારા૦ ૬
ઓલગ કીધી તે લેખે આવી, ચરણભેટ પ્રભુ દીધી;
રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી. પ્યારા૦ ૭

---

## ૪ થા શ્રી અભિનંદન સ્વામી

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન

રાગ ધન્યાશ્રી—સિંધુઓ
આજ નિહજોરે દીસે નાહલો—એ દેશી.

અભિનંદનજિન દરિશણ તરસીએ, દરિશણ દુર્લભ દેવ;
મત મત ભેદેરે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ. અભિ૦ ૧

[1] ખીર—નીરનો ન્યાય કરશે—એને જુદું પાડશે.

સામાન્યે કરી દરિશણ દોહિલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે, રવિશશિરૂપ વિલેખ. અભિ૦૨
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમવાદે હો ગુરુગમ કો નહીં, એ સબળો વિષવાદ. અભિ૦૩
ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ;
ધીઠાઈ કરી મારગ સંચરું, સેંગૂ[1]! કોઈ ન સાથ. અભિ૦૪
દરિશણ દરિશણ રટતો જો ફરું, તો રણ રોઝ સમાન;
જેહને પિપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન. અભિ૦૫
[2]તરસ ન આવે હો મરણ-જીવન તણો, સીઝે જો દરિશણ કાજ;
દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અભિ૦૬

---

## (૨) શ્રીદેવચંદ્રજીકૃત સ્તવન.

બ્રહ્મચર્ય પદ પૂજિયે–એ દેશી.

ક્યું જાણું ક્યું બની આવશે, અભિનંદન રસ રીતિ હો મિત્ત;
પુદ્ગલ અનુભવત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત. ક્યું૦૧
પરમાતમ પરમેશ્વરુ, વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત;
દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં, ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત. ક્યું ૨
શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિઃસંગ હો મિત્ત;
આત્મવિભૂતિ પરિણમ્યો, ન કરે તે પરસંગ હો મિત્ત. ક્યું ૦૩
પણ જાણું આગમબળે, મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત;
પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત. ક્યું૦૪

1. માર્ગદર્શક ભોમિયો. 2. ત્રાસ.

પરપરિણામિકતા અછે, જે તુજ પુદ્ગલજોગ હો મિત્ત;
જડ[1] ચલ[2] જગની એંઠનો, ન ઘટે તુજને ભોગ હો મિત્ત.ક્યું૦૫
શુદ્ધ નિમિત્તી પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત;
આત્માલંબી ગુણલયી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત.ક્યું૦૬
જિમ જિનવર આલંબને, વધે સધે એક તાન હો મિત્ત;
તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત.ક્યું૦૭
સ્વસ્વરૂપ એકત્વતા, સાધે પૂર્ણાનંદ હો મિત્ત;
રમે, ભોગવે આતમા, રત્નત્રયી ગુણવૃંદ હો મિત્ત.ક્યું૦૮
અભિનંદન અવલંબને, પરમાનંદવિલાસ હો મિત્ત;
દેવચંદ્ર પ્રભુ-સેવના, કરી અનુભવ અભ્યાસ હો મિત્ત.ક્યું૦૯

---

## (૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સુણજો હો પ્રભુ—એ દેશી

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ,
મૂરતિ હો પ્રભુ, મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ, મીઠી તાહરી વાણ,
લાગે હો પ્રભુ, લાગે જેસી સેલડીજી. ૧
જાણું હો પ્રભુ જાણું જન્મ કયથ્થ,[3]
જો હું હો પ્રભુ, જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ, સુરમણિ પામ્યો હથ્થ,
આંગણે હો પ્રભુ,આંગણે મુજ સુરતરુ ફ્લ્યોજી. ૨
જાગ્યા હો પ્રભુ, જાગ્યા પુણ્ય અંકુર,
માગ્યા હો પ્રભુ [4]મુહમાગ્યા પાસા ઢલ્યાજી;

---

૧ સ્થાવર. ૨ ત્રસ. ૩ કૃતાર્થ. ૪. મુખ, મોંમાગ્યા.

વૂઠયા હો પ્રભુ, વૂઠયા અમીરસ મેહ,
નાઠા હો પ્રભુ, નાઠા અશુભ શુભ દિન વલ્યાજી. ૩
ભૂખ્યાં હો પ્રભુ, ભૂખ્યાં મલ્યાં ઘૃતપૂર,
તરસ્યાં હો પ્રભુ, તરસ્યાં દિવ્ય ઉદક મિલ્યાંજી;
થાકયાં હો પ્રભુ, થાકયાં મિલ્યાં સુખપાલ,
ચાહતાં હો પ્રભુ, ચાહતાં સજ્જન હેજે હલ્યાજી. ૪
દીવો હો પ્રભુ, દીવો નિશા વન ગેહ,
સાખી હો પ્રભુ સાખી[1] થલે[2] જલનૌકા[3] મલીજી;
કલિયુગે હો પ્રભુ, કલિયુગે દુલ્લહો મુજ,
દરિશણ હો પ્રભુ, દરિશણ લહું આશા ફળીજી. ૫
વાચક હો પ્રભુ, વાચક યશ તુમ દાસ,
વિનવે હો પ્રભુ, વિનવે અભિનંદન સુણોજી;
[4]કહયે હો પ્રભુ, કહયે મ દેશો છેહ,
દેજો હો પ્રભુ, દેજો સુખ દરિશણ તણોજી. ૬

---

(૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.
આછે લાલની દેશી.

અકલ કળા અવિરુદ્ધ, ધ્યાન ધરે પ્રતિબુદ્ધ,
આછેલાલ અભિનંદન જિનચંદનાજી;
રોમાંચિત થઈ દેહ, પ્રગટયો પૂરણ નેહ,
આ૦ ચંદ્ર જ્યું વન અરવિંદનાજી. ૧
એક ખીણ મન રંગ, પરમપુરુષને સંગ,
આ૦ પ્રાપ્તિ હોવે સો પામીએજી;
સુગુણ-સલૂણી ગોઠ, જિમ સાકર ભરી પોઠ,
આ૦ વિણ દામે વિવસાઈએજી. ૨

---

૧ આમ્રવૃક્ષ. ૨ મરુભૂમિમાં. ૩ પાઠાંતર. સાથી હો પ્રભુ સાથી યસે જળ નૌકા મિલીજી. ૪ પાઠાંતરઃ કહીએ કદિયે.

(૪) શ્રી મોહનવિજયગણિકૃત સ્તવન.

ઝીણા મારૂની કરહલડી—એ દેશી.

વહાલા મેહ બપૈયડા, અલિકુલને મૃગકુલને,
તિમ વળી નાદે વાહલા હો રાજ,
મધુકરને નવમલ્લિકા, તિમ મુજને ઘણી વહાલી,
સાતમા જિનની સેવા હો રાજ. સા૦ ૧
અન્યઉથિક[1] સુર છે ઘણા, પણ મુજ મનડું તેહથી,
નાવે એકણ રાગે હો રાજ;
રાચ્યો હું રૂપાતીતથી, કારણ મનમાન્યાનું,
શું કાંઈ આપો હાથે હો રાજ. સા૦ ૨
મૂળની ભકતે રીઝશે, નહિ તો અવરની રીતે,
કયારે પણ નવિ ખીજે હો રાજ;
ઓલગડી મોંઘી થશે, કંબલ હોવે ભારી,
જિમજિમ જલથી ભીંજે હો રાજ. સા૦ ૩
મનથી નિવાજસ નહિ કરે, તો કર ગ્રહીને લીજે,
આવશે તે લેખે હો રાજ;
મોટાને કહેવું કીશ્યું, પગદોડી અનુચરની,
અંતરજામી દેખે હો રાજ. સા૦ ૪
એહથી શું અધિકોય છે, આવી મનડે વસીઓ,
સાચો સુગુણ સનેહી હો રાજ;
જે વશ હોશે આપને, તેહને માગ્યું દેતાં,
અજર[2] રહે કહો કેહી હો રાજ. સા૦ ૫

---

૧. અન્યતીર્થી હરિહરાદિક દેવો. ૨. નિર્ધન.

અતિ પરચો વિરચે નહિ નિત નિત નવલો નવલો
પ્રભુજી મુજથી ભાસે હો રાજ;
એ પ્રભુતા એ નિપુણતા, પરમપુરુષ જે જેહવી,
કિહાંથી કોઈ પાસે હો રાજ. સા૦ ૬

ભીનો પરમ મહારસે, મહારો નાથ નગીનો,
તેહને તે કુણ નિંદે હો રાજ;
સમકિત દૃઢતા કારણે, રૂપવિબુધનો મોહન,
સ્વામી સુપાસને વંદે હો રાજ. સા૦ ૭

---

## ૮ મા શ્રી ચંદ્રપ્રભ સ્વામી

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ કેદારો તથા ગોડી.

કુમરી આક્રંદ કરે, મુને કોઈ મુકાવે-એ દેશી.

દેખણ દે રે સખિ, મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખચંદ, સખિ૦
ઉપશમ રસનો કંદ સ૦ સેવે સુર નર ઇંદ; સખિ૦
ગત કલિમલ દુઃખ દંદ. સખિ. મુને૦ ૧

સુહમ નિગોદે ન દેખિયો સખિ૦ બાદર અતિહિ વિશેષ; સ૦
પુઢવી આઉ ન લેખિયો સ૦ તેઉ વાઉ ન લેશ. સ૦ મુ૦ ૨

વનસ્પતિ અતિ ઘણ દિહા સ૦ દીઠો નહીં ય દીદાર; સ૦
બિતિ ચઉરિંદી જલ લિહા સ૦ ગતિ સન્નિ પણ ધાર. સ૦ મુ૦ ૩

સુર તિરિ નિરય નિવાસમાં સ૦ મનુજ અનારજ સાથ; સ૦
અપજ્જતા પ્રતિભાસમાં સ૦ ચતુર ન ચઢિયો હાથ. સ૦ મુ૦ ૪

કુસુમ ન્હવણ વર વાસ સુગંધો, ધૂપ દીપ મન સાખીરે;
અંગ પૂજા પણ ભેદ સુણી એમ, ગુરુમુખ આગમ ભાખીરે. સુ૦ ૩

એહનું ફલ દોય ભેદ સુણીજે. અનંતર ને પરંપરરે;
આણાપાલણ ચિત્તપ્રસન્ની, મુગતિ સુગતિ સુર મંદિરરે. સુ૦ ૪

ફૂલ અક્ષત વર ધૂપ પઇવો ગંધ નૈવેદ્ય ફલ જલ ભરીરે;
અંગ અગ્ર પૂજામળીઅડવિધ, ભાવેભવિક શુભ ગતિવરીરે. સુ૦ ૫

સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠ્ઠોત્તર[1] શત ભેદેરે;
ભાવ પૂજા બહુવિધિ નિરધારી, દોહગ દુર્ગતિ છેદેરે. સુ૦ ૬

તુરિય[2] ભેદ પડિવત્તિ[3] પૂજા, ઉપશમ ખીણ સયોગીરે;
ચઉહા પૂજા ઇમ ઉત્તરઝયણે[4], ભાખી કેવલ ભોગીરે. સુ૦ ૭

એમ પૂજા બહુભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે, આનંદઘનપદ ધરણી રે. સુ૦ ૮

---

### (૩) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

થારા મહેલા ઉપર મેહ, ઝબુકે વીજલી હો લાલ—એ દેશી.

દીઠો સુવિધિ જિણંદ, સમાધિરસે ભર્યો હો લાલ, સ૦
ભાસ્યું આત્મસ્વરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ. અ૦
સકલ વિભાવ ઉપાધિ, થકી મન ઓસર્યો હો લાલ, થ૦
સત્તા સાધન માર્ગ, ભણી એ સંચર્યો હો લાલ. ભ૦ ૧

તુમ પ્રભુ જાણંગ રીતિ, સરવ જગ દેખતા હો લાલ, સ૦
નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ. સ૦
પર પરિણતિ અદ્વેષ, પણે ઉવેખતા હો લાલ, પ૦
ભોગ્ય પણે નિજ શક્તિ, અનંત ગવેષતા હો લાલ. અ૦ ૨

દાનાદિક નિજ ભાવ, હતા જે પરવશા હોલાલ, હ૦
તે નિજ સન્મુખ ભાવ, ગ્રહી લહી તુજ દશા હો લાલ૦ ગ્ર૦

---

૧. અષ્ટોત્તરી–૧૦૮ પ્રકારી; ૨. ચોથો. ૩. પ્રતિપત્તિ, અંગીકાર. ૪. ઉત્તરાધ્યયનસૂત્રમાં.

પ્રભુનો અદ્ભુત યોગ, સ્વરૂપતણી રસા હો લાલ, સ્વ૦
વાસે ભાસે તાસ, જાસ ગુણ તુજ જિસા હો લાલ. જા૦ ૩

મોહાદિકની, ઘૂમિ અનાદિની ઉતરે હો લાલ, અ૦
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવ જ સાંભરે હો લાલ, સ્વ૦
તત્ત્વ-રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ, ભ૦
તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ. સ્વા૦ ૪

પ્રભુ છો ત્રિભુવનનાથ, દાસ હું તાહરો હો લાલ, દા૦
કરુણાનિધિ અભિલાષ, અછે મુજ એ ખરો હો લાલ, અ૦
આતમ વસ્તુ સ્વભાવ, સદા મુજ સાંભરો હો લાલ, સ૦
ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હો લાલ. ચ૦ ૫

પ્રભુમુદ્રાને યોગ, પ્રભુ પ્રભુતા લખે હો લાલ, પ્ર૦
દ્રવ્ય તણે સાધર્મ્ય, સ્વસંપત્તિ ઓળખે હો લાલ, સ્વ૦
ઓળખતાં બહુમાન, સાહત રુચિ પણ વધે હો લાલ, સ૦
રુચિ-અનુયાયી વીર્ય, ચરણધારા સધે હો લાલ. ચ૦ ૬

ક્ષાયોપશમિક ગુણ સર્વ, થયા તુજ ગુણ રસી હો લાલ, થ૦
સત્તા સાધન શકિત, વ્યકતતા ઉલ્લસી હો લાલ, વ્ય૦
હવે સંપૂરણ સિદ્ધિ, તણી શી વાર છે હો લાલ, ત૦
દેવચંદ્ર જિનરાજ, જગત–આધાર છે હો લાલ. જ૦ ૭

---

### (૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

સુણ મેરી સજની રજની ન જાવેરે—એ દેશી.

લઘુપણ હું તુમ મન નવિ માવુંરે, જગગુરુ તુમને દિલમાં લાવું રે;
કુણનેએદીજેસાબાશીરે?કહોશ્રીસુવિધિજિણંદવિમાસીરે. લઘુ૦૧

મુજમન અણુમાંહે ભકિત છે ઝાઝીરે, તેહ દરીનો[1] તું છે માજીરે;[2]
યોગીપણજેવાતનજાણેરે,તેહઅચરિજકુણથીહુઓ ટાણેરે. લઘુ૦૨

---

૧. નાનું વહાણ, ૨. ટંડેલ, કપ્તાન; (આ બંગાલી ભાષાના શબ્દો છે, સંસ્કૃત ભાષામાં તો 'દરી'નો અર્થ ગુફાં થાય છે.)

અથવા થિરમાંહી અથિર ન માવેરે, મોટો ગજદર્પણમાં આવેરે;
જેહને તેજે[1] બુદ્ધિ પ્રકાશીરે, તેહને દીજે એ શાબાશીરે. લઘુ૦૩
ઊર્ધ્વમૂળ તરુવર અધ શાખારે, છંદપુરાણે એહવીછે ભાખારે;
અચરિજ વાળે અચરિજ કીધુંરે, ભકતે સેવક કારજ સીધુંરે. લઘુ૦૪
લાડ કરી જે બાળક બોલેરે, માત પિતા મન અમિયને તોલેરે;
શ્રીનયવિજયવિબુધનોશિષોરે, યશકહેઈમજાણોજગદીશોરે. લઘુ૦૫

### (૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

મોતીડાની દેશી.

અરજ સુણો એક સુવિધિ જિણેસર,
પરમ કૃપાનિધિ તુમે પરમેસર;
સાહિબા સુજ્ઞાની જોવો તો,
વાત છે માન્યાની;
કહેવાઓ પંચમ ચરણના ધારી,
કિમ આદરી અશ્વની અસવારી? સા૦ ૧
છો ત્યાગી શિવવાસ વસો છો,
દઢરથસુત રથે કિમ બેસો છો? સા૦
આંગીપ્રમુખ પરિગ્રહમાં પડશો,
હરિહરાદિકને કિણવિધ નડશો? સા૦ ૨
ધુરથી સકલ સંસાર નિવાર્યો,
કિમ ફરી દેવદ્રવ્યાદિક ધાર્યો? સા૦
તજી સંજમને થાશો ગૃહવાસી,
કુણ આશાતના તજશે ચોરાશી? સા૦ ૩
સમકિત મિથ્યા મતમાં નિરંતર,
ઈમ કિમ ભાંજશે પ્રભુજી અંતર? સા૦

---

૧. જેના પ્રભાવથી....

પરદુઃખ છેદન ઇચ્છા કરુણા, તીક્ષ્ણ પરદુઃખ રીઝેરે;
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝેરે. શી૦ ૩

અભયદાન તે મલક્ષય કરુણા, તીક્ષ્ણતા ગુણ ભાવેરે;
પ્રેરણવિણ કૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવેરે. સી૦ ૪

શક્તિ વ્યક્તિ, ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગેરે;
યોગી ભોગી, વક્તા મૌની, અનુપયોગી ઉપયોગેરે. શી૦ ૫

ઇત્યાદિક બહુભંગ ત્રિભંગી, ચમત્કાર ચિત્ત દેતીરે;
અચરિજકારી ચિત્રવિચિત્રા, આનંદઘન પદ લેતીરે. શી૦ ૬

---

### (૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી

શીતલ જનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિય ન જાયજી;
અનંતતા નિર્મલતા પૂર્ણતા જ્ઞાન વિના ન જણાયજી. શી૦ ૧

ચરમજલધિજલમિણે[1] અંજલિ, ગતિજીપેઅતિવાયજી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. શી૦ ૨

સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી;
તાસ વર્ગથી અનંત ગુણું પ્રભુ, કેવલજ્ઞાન કહાયજી. શી૦ ૩

કેવલ દર્શન એમ અનંતું, ગ્રહે સામાન્ય સ્વભાવજી;
સ્વપર અનંતથી ચરણ અનંતું, સ્વરમણ સંવર ભાવજી. શી૦ ૪

દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી;
ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઈ ન લોપે [2]કારજી. શી૦ ૫

શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃત સુખધામજી. શી૦ ૬

આણા ઇશ્વરતા નિર્ભયતા, નિર્વાંછકતા રૂપજી;
ભાવ સ્વાધીન તે અવ્યય રીતે, ઇમ અનંત ગુણભૂપજી. શી૦ ૭

---

૧. માપે. ૨. આજ્ઞા.

સચલ સંસારી ઇંદ્રિયરામી, મુનિગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કેવલ નિષ્કામીરે. શ્રી શ્રે૦ ૨
નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએરે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે,તે ન અધ્યાતમકહીએરે.શ્રી શ્રે૦ ૩
નામ અધ્યાતમ, ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડોરે;
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડોરે.શ્રી શ્રે૦ ૪
શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજોરે;
શબ્દ અધ્યાતમભજના જાણી,હાણગ્રહણમતિધરજોરે.શ્રી શ્રે૦ ૫
અધ્યાતમ જે વસ્તુવિચારી, બીજા જાણ લબાસીરે;
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતવાસીરે. શ્રી શ્રે૦૬

---

પ્રાણી વાણી જિનતણી—એ દેશી.

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદરે;
ગુણ એક વિધ ત્રિક પરિણમ્યો, એમ ગુણ અનંતનોવૃંદરે.
મુનિચંદજિણંદ અમંદ દિણંદ પરે,નિત્ય દીપતો સુખકંદરે. ૧
નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઈશરે;
દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશરે. મુ૦ ૨
નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામરે;
ભોગ્ય અનંતને ભોગવો, ભોગે તેણે ભોક્તા સ્વામરે. મુ૦ ૩
દેય દાન નીત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવરે;
પાત્ર તુમ્હે નિજ શકિતના, ગ્રાહક વ્યાપકમય દેવરે. મુ૦ ૪
પરિણામિક કારજ તણો, કર્તા ગુણ કારણે નાથરે;
અક્રિય અક્ષય સ્થિતિમયી, નિઃકલંક અનંતી આથરે. મુ૦૫

---

૧. લક્ષ્મી.

પરિણામિક સત્તા તણો, આવિર્ભાવક વિલાસ નિવાસરે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિઃપ્રયાસરે. શુ૦૬
પ્રભુપ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણગ્રામરે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામરે. શુ૦૭
પ્રગટ તત્વતા ધ્યાવતાં, નિજ તત્વનો ધ્યાતા થાયરે;
તત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્વે એહ સમાયરે. શુ૦૮
પ્રભુ દીઠે મુજ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદરે;
દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પય અરવિંદરે. શુ૦૯

---

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન

કર્મ ન છૂટે રે પ્રાણિયા—એ દેશી

તુમે બહુમૈત્રીરે સાહિબા, મારે તો મન એક;
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મોટીરે ટેક.
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧
મન રાખો તુમે સવિતણાં પણ કિહાં એક મળી જાઓ;
લલચાવો લખ લોકને, [1]સાથી સહજ ન થાઓ. શ્રી૦ ૨
રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારારે સમુદ્રનો કોઈ ન પામેરે તાગ. શ્રી૦ ૩
એવા શું ચિત્ત મેળવ્યું, મેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ[2] અબુઝ[3] છે, નિર્વહેશો[4] તુમે સાંઈ. શ્રી૦ ૪
નિરાગી શું રે કિમ મિલે, પણ મળવાનો એકાંત,
વાચક યશ કહે મુજ મિલ્યો, ભક્તે[5]કામણ તંત. શ્રી૦ ૫

---

પ્રગટભાવ. ૧સાથેરહેનાર. ૨અત્યંત. ૩અજાણ. ૪નિભાવશો. ૫વશીકરણ

ચાહીને દીજે હો ચરણની ચાકરી,
ઘો અનુભવ અમ સાજ; ગિ૦
ઇમ નવિ કીજે હો સાહિબાજી સાંભળો,
કાંઈ સેવકને શિવરાજ. ગિ૦ સા૦ ૨
ચૂપશું છાના હો સાહિબા ન બેસીએ,
કાંઈ શોભા ન લહેશો કોય; ગિ૦
દાસ ઉદ્ધારો હો સાહિબાજી આપણો,
જ્યુ હોવે સુજશ સવાય. ગિ૦ સા૦ ૩
અરુણ જો ઊગે હો સાહિબાજી અંબરે,
નાશે તિમિર અંધાર; ગિ૦
અવર દેવ હો સાહિબાજી કિંકરા,
મિલિયો તું દેવ મુને સાર. ગિ૦ સા૦ ૪
અવર ન ચાહું હો સાહિબાજી તુમ છતે,
જિમ ચાતક જળધાર; ગિ૦
ખટપદ ભીનો હો સાહિબાજી પ્રેમશું,
તિમ હું હૃદયમઝાર. ગિ૦ સા૦ ૫
સાતરાજને હો સાહિબાજી અંતે જઈ વસ્યા,
શું કરીએ તુમ પ્રીત; ગિ૦
નિપટ નિરાગી હો જિનવર તું સહી,
એ તુમ ખોટી રીત. ગિ૦ સા૦ ૬
દિલની જે વાતો હો કિણને દાખવું ?
શ્રી વાસુપૂજ્ય જિનરાય; ગિ૦
ખીણ એક આવી હો પંડેજી સાંભળો,
કાંઈ મોહન આવે દાય. ગિ૦ સા૦ ૭

સયલ પુઢવી ગિરિ જલ તરુજી, કોઈ તોલે એક હત્થ;
તેહ પણ તુજ ગુણગણ ભણીજી, ભાખવા નહીં સમરથ. વિ૦ ૨

સર્વ પુદ્ગલ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ;
તાસ ગુણધર્મ પજ્જવ સહુજી, તુજ ગુણ એક તણો લેશ. વિ૦ ૩

એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેટલી થાય;
નાસ્તિતા સ્વપરપદ અસ્તિતાજી, તુજ સમકાલ સમાય. વિ૦ ૪

તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન;
તેહને તેહી જ નીપજેજી, એ કોઈ અદ્ભુત તાન. વિ૦ ૫

તુમ પ્રભુ તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિ૦ ૬

પ્રભુ તણી વિમલતા ઓળખીજી,જે કરે થિર મન સેવ;
દેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ. વિ૦ ૭

---

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી.

સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલહા સજ્જન-સંગાજી;
એવા પ્રભુનું દરિશન લેવું, તે આલસમાં ગંગાજી. સેવો૦ ૧

અવસર પામી આલસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાને જેમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘેલોજી. સે૦ ૨

ભવ અનંતમાં દર્શન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કર્મ વિવર ઉઘાડેજી. સે૦ ૩

તત્ત્વપ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજીજી–
લોયણ ગુરુ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજીજી. સે૦ ૪

ભ્રમ ભાગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરું મન ખોલીજી;
સરલ તણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫

શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી;
કોડિ કપટ જો કોઈ દિખાવે,તોહિ પ્રભુ વિણ નવિ રાચુંજી. સે૦ ૬

ભવદવ હો પ્રભુ, ભવદવતાપિત જીવ,
તેહને હો પ્રભુ, તેહને અમૃતઘન સમીજી;
મિથ્યા હો પ્રભુ, મિથ્યાવિષની ખીવ,[1]
હરવા હો પ્રભુ, હરવા જાંગલિ[2] મન રમીજી. ૨

ભાવ હો પ્રભુ, ભાવ ચિંતામણિ એહ,
આતમ હો પ્રભુ આતમ સંપત્તિ આપવાજી;
એહિજ હો પ્રભુ, એહિજ શિવસુખગેહ,
તત્ત્વ હો પ્રભુ, તત્ત્વાલંબન થાપવાજી. ૩

જાયે હો પ્રભુ, જાયે આશ્રવચાલ,
દીઠે હો પ્રભુ, દીઠે સંવરતા વધેજી;
રત્ન હો પ્રભુ, રત્નત્રયી ગુણમાલ,
અધ્યાતમ હો પ્રભુ, અધ્યાતમ સાધન સધેજી. ૪

મીઠી હો પ્રભુ, મીઠી સૂરત તુજ,
દીઠી હો પ્રભુ, દીઠી રુચિ બહુમાનથીજી;
તુજ ગુણ હો પ્રભુ, તુજ ગુણ ભાસન યુક્ત,
સેવે હો પ્રભુ સેવે તસુ ભવભય નથીજી. ૫

નામે હો પ્રભુ, નામે અદ્‌ભુત રંગ,
ઠવણા હો, પ્રભુ–ઠવણા દીઠે ઉલ્લસેજી;
ગુણ આસ્વાદ હો પ્રભુ, ગુણ આસ્વાદ અભંગ,
તન્મય હો પ્રભુ, તન્મયતાએ જે ધસેજી. ૬

ગુણ અનંત હો પ્રભુ, ગુણ અનંતનો વૃંદ,
નાથ હો પ્રભુ, નાથ અનંતને આદરેજી;
દેવચંદ્ર હો પ્રભુ, દેવચંદ્રને આનંદ,
પરમ હો પ્રભુ, પરમ મહોદય તે વરેજી. ૭

૧. મૂર્છા. ૨. સર્પ-વિષહરણ મંત્ર

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન
સાહેલડિયાં—એ દેશી.

શ્રી અનંત જિનશું કરો, સાહેલડિયાં,
ચોળ મજીઠનો રંગ રે! ગુણવેલડિયાં.
સાચો રંગ તે ધર્મનો સાહેલડિયાં
બીજો રંગ પતંગ રે! ગુણવેલડિયાં.

ધર્મ રંગ જીરણ નહીં સા૦ દેહ તે જીરણ થાય રે; ગુ૦
સોનું તે વિણસે નહીં સા૦ ઘાટ ઘડામણ જાય રે. ગુ૦ ૨

તાંબું જે રસવેધિયું સા૦ તે હોય જાચું[1] હેમ રે; ગુ૦
ફરી ત્રાંબું તે નહિ હુએ સા૦ એવો જગગુરુ પ્રેમ રે. ગુ૦ ૩

ઉત્તમ ગુણઅનુરાગથી સા૦ લહીએ ઉત્તમ ઠામ રે; ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે સા૦ દીપે ઉત્તમ ધામ રે. ગુ૦ ૪

ઉદક બિંદુ સાયર ભલ્યો સા૦ જિમ હોય અક્ષય અભંગ રે ગુ૦
વાચક યશ કહે પ્રભુ ગુણે સા૦ તિમ મુજ પ્રેમ પ્રસંગ રે. ગુ૦ ૫

---

(૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.
વીર સુણો મોરી વિનતિ....એ દેશી

અનંત જિણંદશું વિનતિ, મેં તો કીધી હો ત્રિકરણથી આજ;
મિલતાં નિજ સાહેબ ભણી, કુણ આણે હો મૂરખ મન લાજ. અ૦ ૧

મુખ પંકજ મન મધુકરુ, રહ્યો લુબ્ધો હો ગુણજ્ઞાને લીન;
હરિહર આવળફૂલ જ્યાં, તે દેખ્યાં હો કેમ ચિત્ત હોવે પ્રીણ?[2] અ૦ ૨

ભવ ફરિયો દરિયો તર્યો, પણ કોઇ હો અનુસરિયો ન દ્વીપ;
હવે મન પ્રવહણ માહરું, તુમ પદ ભેટે હો મેં રાખ્યું છીપ. અ૦ ૩

અંતરજામી મિલે થકે, ફળે માહરો હો સહી કરીને ભાગ્ય;
હવે વાંહી જાવા[3] તણો, નથી પ્રભુજી હો કોઇ ઇહાં લાગ. અ૦ ૪

---

૧. ખરેખરું, સાચું. ૨. પ્રીતિવાળું. ૩. ઠગી જવા.

નિત્ય નિરવયવ વળી એક અક્રિયપણે,
સર્વગત તેહ સામાન્ય ભાવે ભણ્યો;
તેહથી ઇતર સાવયવ વિશેષતા,
વ્યક્તિ ભેદે પડે જેહની ભેદતા. ૨

એકતા પિંડને નિત્ય અવિનાશતા,
અસ્તિ નિજ ઋદ્ધિથી કાર્યગત ભેદતા;
ભાવ શ્રુત ગમ્ય અભિલાપ્ય અનંતતા,
ભવ્ય પર્યાયની જે પરાવર્તિતા. ૩

ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા,
નાશ ઉત્પાદ અનિત્ય પરનાસ્તિતા;
ક્ષેત્ર વ્યાપ્યત્વ અભેદ અવક્તવ્યતા,
વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા. ૪

ધર્મ પ્રાગ્ભાવતા સકલ ગુણ શુદ્ધતા,
ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા;
શુદ્ધ સ્વપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા,
વ્યાપ્ય-વ્યાપક તથા ગ્રાહ્યગ્રાહક ગંતા. ૫

સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું,
શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું;
જહવિ[1] પરભાવથી હું ભવોદધિ વસ્યો,
પરતણો સંગ સંસારતાએ ગ્રસ્યો. ૬

તહવિ[2] સત્તાગુણે જીવ એ નિર્મલો,
અન્ય સંશ્લેષ જિમ સ્ફટિક નવિ શામલો;
જે પરોપાધિથી દુષ્ટ પરિણતિ ગ્રહી,
ભાવ તાદાત્મ્યમાં માહરું તે નહીં. ૭

---

૧. યદ્યપિ. ૨. તથાપિ.

તુજથી અવર ન કોય અધિક જગતિ તળે લ૦
જેહથી ચિત્તની વૃત્તિ એકાંગી જઇ મળે લ૦
દિજે દરિશન વાર ઘણી ન લગાવીએ લ૦
વાતલડી અતિ મીઠી તે કિમ વિરમાવીએ? લ૦ ૩
તું જો જળ તો હું કમળ, કમળ તો હું વાસના લ૦
વાસના તો હું ભ્રમર ન મૂકું ઉપાસના લ૦
તું છોડે પણ હું કેમ છોડું? તુજ ભણી લ૦
લોકોત્તર કોઇ પ્રીત આવી તુજથી બની લ૦ ૪
ધુરથી શાને સમકિત દઇને ભોળવ્યો લ૦
હવે કેમ જાઉં ખોટે દિલાસે ઓળવ્યો? લ૦
જાણો ખાસો દાસ વિમાસો છું કિશું? લ૦
અમે પણ ખિજમત માંહી કે ખોટા કિમ થશું? લ૦ ૫
બીજી ખોટી વાતે અમે રાચું નહીં લ૦
મેં તુજ આગળ માહરી મનવાળી કહી લ૦
પૂરણ રાખો પ્રેમ વિમાસો શું તમે? લ૦
અવસર લહી એકાંત વિનવીએ છીએ અમે લ૦ ૬
અંતરજામી સ્વામી અચિરાનંદના લ૦
શાંતિકરણ શ્રી શાંતિજી માનજો વંદના લ૦
તુજ સ્તવનાથી તનમન આનંદ ઉપન્યો લ૦
કહે મોહન મન રંગ સુપંડિત રૂપનો લ૦ ૭

[૨]

રાગ સારંગ

તે[illegible]હારાજ, જગતગુરુ. શાંતિજિણંદ મહારાજ;
[illegible]યિમનરંજન, ગુણનિધિ ગરીબનિવાજ. જ૦ ૧
[illegible]ઈતિ[1] નિવારી, હરખિત સુરનર કોડી;
[illegible]સઠ ઇંદ્રાદિક, પદ પ્રણમે કરજોડી. જ૦ ૨

[illegible]રની ઈતિ–ઉપદ્રવ.

જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ
બીજા રે રસ તેહને મન નવિ ગમેજી.
ચાખ્યો રે જેણે અમી લવલેશ,
બાકસબુકસ તસ ન રુચે કિમેજી. ૨

તુજ સમકિતરસસ્વાદનો જાણ,
પાપ કુભકતે બહુ દિન સેવિયુંજી;
સેવે જો કર્મને યોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી. ૩

તાહરું ધ્યાન તે સમકિતરૂપ,
તેહીજ જ્ઞાન તે ચારિત્ર તેજ છે જી,
તેહથી રે જાયે સઘલાં પાપ,
ધ્યાતા રે ધ્યેયસ્વરૂપ હોયે પછેજી. ૪

દેખી રે અદ્‌ભુત તાહરું રૂપ,
અચરિજ ભવિક અરૂપી પદ વરેજી.
તાહરી ગતિ તું જાણે હો દેવ,
સ્મરણ ભજન તે વાચક યશ કરેજી. ૫

---

(૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

સોળમા શ્રી જિનરાજ ઓળગ સુણો અમતણી લલના,
ભગતથી એવડી કેમ કરો છો ભોળામણી લલના;
ચરણે વિળગ્યો જેહ આવીને થઈ ખરો લ૦
નિપટ તેહથી કોણ રાખે રસ આંતરો લ૦ ૧

મેં તુજ કારણ સ્વામી ઉવેખ્યા સુર ઘણા લ૦
માહરી દિશાથી મેં તો ન રાખી કાંઇ મણા લ૦
તો તુમે મુજથી કેમ અપૂઠા[1] થઈ રહો લ૦
ચૂક હોવે જો કોઈ સુખે મુખથી કહો લ૦ ૨

---

૧. વિમુખ

ગલંછન ભવિક તુપ[1] ગંજન, કંચનવાન શરીર;
ંચમ નાણી પંચમ ચક્રી, સોળસમો જિન ધીર. જિ૦ ૩
ત્નજડિત ભૂષણ અતિ સુંદર, આંગી અંગ ઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતન ગતિ, ઉપશમ રસ દાતાર.
રુણાનિધિ ભગવાન કૃપા કર,અનુભવ ઉદિત આવાસ;
ૂપ વિબુધનો મોહન પભણે, દીજે જ્ઞાનવિલાસ. જિ૦ ૫

## ૧૭ મા શ્રી કુંથુનાથ સ્વામી.

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ગુર્જરી

અંબર દે હો મોરારિ, હમારો—એ દેશી

નડું કિમહિ ન બાજે હો,કુંથુજિન મનડું કિમહિ ન બાજે;
જિમજિમ જતન કરીને રાખું, તિમતિમ અલગું ભાજે હો. કું૦૧
જની વાસર વસતિ ઉજ્જડ ગયણ પાયાલે જાય;
ાપ ખાય ને મુખડું[2] થોથું, એહ ઉખાણો ન્યાય હો. કું૦ ૨
ુક્તિતણા અભિલાષી તપિયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
યરીડું કાંઈ એહવું ચિંતે, નાખે અવળે પાસે હો. કું૦ ૩
આગમ આગમધરને હાથે નાવે કિણવિધ આંકું;
કિહાં કણે જો હઠ કરી હટકું તો,વ્યાલ તણી પરે વાંકું હો. કું૦ ૪
જો ઠગ કહું તો ઠગતું ન દેખું, શાહુકાર પણ નાંહી;
સર્વ માંહી ને સહુથી અલગું,એ અચરિજ મન માંહી હો. કું૦ ૫
જે જે કહું તે કાન ધારે, આપ મતે રહે કાલો;
સુરનર પંડિતજન સમજાવે,સમજે ન માહરો સાલો[3] હો. કું૦ ૬
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમર્થ છે નર, એહને કોઈ ન જેલે હો. કું૦ ૭

---

૧. રાગ ૨. ખાલી. ૩. કુમતિ આનો ભાઈ

પાણી ખીરને મેળે હો કીણ ખેલે એકાંત હોઈ રહું,
કાંઈ નહીં રે મિલનનો જોગ;
જો પ્રભુ દેખું નયણે હો કહી વયણે સમજાવું સહી,
કાંઈ તે ન મિલે સંજોગ. અ૦
મનમેળુ કિમ રીઝે હો શું કીજે અંતરાય એવડો,
કાંઈ નિપટ નહેજા નાથ;
સાતરાજને અંતે હો કીણ પાખે તે આવીને મળું,
કાંઈ વિકટ તુમારોજી પાથ. અ૦
ઓળગ એ અનુભવની હો મુજ મનની વાતો સાંભળી;
કાંઈ કીજે આજે નિવાજ;
રૂપ વિબુધનો મોહન હો મનમોહન સાંભળ વિનતિ,
કાંઈ દીજે શિવપુર રાજ. અ૦

---

## ૧૯ મા શ્રી મલ્લિનાથજી

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ—કાફી

સેવક કિમ અવગણિયે હો મલ્લિજિન, એહ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીએ, તેહને મૂલ નિવારી. હો મ૦
જ્ઞાન સ્વરૂપ અનાદિ તમારું, તે લીધું તમે તાણી;
જુઓ અજ્ઞાન દશા રીસાવી જાતાં કાણ ન આણી. હો મ૦
નિદ્રા સુપન જાગર ઉજાગરતા તુરિય અવસ્થા આવી;
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી. હો મ૦
સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી;
મિથ્યામતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી. હો મ૦

હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કરસાલી;
[1]નોકષાય શ્રેણી ગજ ચડતાં, શ્વાન તણી ગતિ ઝાલી. હો મ૦ ૫
રાગદ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ મોહના યોદ્ધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા બોદ્ધા. હો મ૦ ૬
વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી;
નિષ્કામી કરુણારસ સાગર, અનંત ચતુષ્ક પદ પાગી. હો મ૦ ૭
દાન વિઘન વારી સહુ જનને, અભય દાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા. હો મ૦ ૮
વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી. હો મ૦ ૯
એ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ નિર્દૂષણ મન ભાયા. હો મ૦ ૧૦
ઇણ વિધ પરખી મન વિશરામી, જિનવરગુણ જે ગાવે;
દીનબંધુની મહેર નજરથી, આનંદઘન પદ પાવે. હો મ૦ ૧૧

---

## (૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવન.

દેખી કામની દોય—એ દેશી.

મલ્લિનાથ જગનાથ ચરણયુગ ધ્યાઇએ રે, ચ૦
શુદ્ધાતમ પ્રાગ્ભાવ, પરમ પદ પાઇએ રે; પ૦
સાધક કારક ષટ્ક, કરે ગુણ સાધના રે, ક૦
તેહિજ શુદ્ધ સ્વરૂપ, થાયે નિરાબાધના રે. થા૦ ૧
કર્તા આતમદ્રવ્ય, કારજ નિજ સિદ્ધતા રે, કા૦
ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે; પ્ર૦
આતમ સંપદ દાન, તેહ સંપ્રદાનતા રે. તે૦
દાતા પાત્ર ને દેય, ત્રિભાવ અભેદતા રે. ત્રિ૦ ૧

---

૧ દૂષિની-પંક્તિ, પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુંસકવેદ.

સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવે રે,
તે નિમિત્ત અતિ પુષ્ટ;
પુષ્પ પુષ્પ માંહી તિલવાસક વાસના રે,
નવિ પ્રધ્વંસક દુષ્ટ. ઓ૦ ૩
દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે,
નવિ ઘટતા તસુમાંહી;
સાધક સાધક પ્રધ્વંસકતા અછે રે,
તિણે નહિ નિયત પ્રવાહ. ઓ૦ ૪
ષટ્કારક ષટ્કારક તે કારણ કાર્યનાં રે,
જે કારણ સ્વાધીન;
તે કર્તા તે કર્તા સહુ કારક તે વસુ રે,
કર્મ તે કારણ પીન. ઓ૦ ૫
કાર્ય કાર્ય સંકલ્પે કારક દશા રે,
છતી સત્તા સદ્ભાવ;
અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે રે,
સાધ્યારોપણ દાવ. ઓ૦ ૬
અતિશય અતિશય કારણ કારક કરણ તે રે,
નિમિત્ત અને ઉપાદાન;
સંપ્રદાન સંપ્રદાન કારણ પદ ભવનથી રે,
કારણ વ્યય અપાદાન. ઓ૦ ૭
ભવન ભવન વ્યય વિણ કારજ નવિ હુવે રે,
જિમ દ્રપદે ન ઘટત્વ;
શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનું દ્રવ્ય છે રે,
સત્તાધાર સુતત્ત્વ. ઓ૦ ૮

આતમ આતમ કર્તા કારજ સિદ્ધતા રે,
તસુ સાધન જિનરાજ,
પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજરુચિ ઉપજે રે,
પ્રગટે આત્મ સમાજ. ઓ૦ ૯
વંદન વંદન સેવન નમન વળી પૂજના રે,
સ્મરણ સ્તવન વળી ધ્યાન;
દેવચંદ્ર દેવચંદ્ર કીજે જિનરાજની રે,
પ્રગટે પૂર્ણ નિધાન. ઓ૦ ૧૦

---

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

પાંડવ પાંચે વંદતાં—એ દેશી

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે;
વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાય રે;
મારાં ભવ ભવનાં દુઃખ જાય, જગતગુરુ જાગતો સુખકંદ રે;
સુખકંદ અમંદ આણંદ, પરમ ગુરુ દીપતો. મુ૦ ૧
નિશિ દિન સુતાં જાગતાં, હઈડાથી ન રહે દૂર રે;
જબ ઉપગાર સંભારીએ, તવ ઉપજે આનંદ પૂર રે;
ત૦ જ૦ સુ૦ ૨
પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન માય રે;
ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષય ભાવ કહાય રે;
તે૦ જ૦ સુ૦ ૩
અક્ષય પદ દિયે પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપ રે;
અક્ષર સ્વર ગોચર નહીં. એ તો અકલ અમાપ અરૂપ રે;
એ૦ જ૦ સુ૦ ૪
અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાય રે;
વાચક યશ કહે પ્રેમથી, પણ મનમાંહે પરખાય રે.
પ૦ જ૦ સુ૦ ૫

---

આજ કૃતપુણ્ય ધન્ય દિહ માહરો થયો;
આજ નર જન્મ મેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીઓ,
ભક્તિભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો. સ૦ ૮

---

(૩) શ્રી યશોવિજયજીકૃત સ્તવન.

દેખી કામની દોય—એ દેશી.

વામાનંદન જિનવર, મુનિમાંહિ વડો રે, કે૦ મુ૦
જિમ સુરમાંહિ સોહે, સુરપતિ પરવડો રે; કે૦ સુ૦
જિમ ગિરિમાંહિ સુરાચલ, મૃગમાંહે કેસરીરે, કે૦ મૃ૦
જિમ ચંદન તરુમાંહિ, સુભટમાંહિ મુરઅરિ રે. કે૦ સુ૦ ૧
નદીયાંમાંહિ જિમ ગંગ, અનંગ[1] સુરૂપમાં રે. કે૦ અ૦
ફૂલમાંહિ અરવિંદ[2] ભરતપતિ ભૂપમાં રે, કે૦ ભ૦
ઐરાવત ગજ માંહી, ગરુડ ખગમાં[3] યથા રે, કે૦ ગ૦
તેજવંતમાંહિ ભાણ[4], વખાણમાંહિ જિન કથારે. કે૦ વ૦ ૨
મંત્રમાંહિ નવકાર, રત્નમાંહિ સુરમણિ રે, કે૦ રત્ન૦
સાગરમાંહિ સ્વયંભૂરમણ શિરોમણિ રે; કે૦ રમ૦
શુકલ ધ્યાન જિમ ધ્યાનમાં, અતિ નિર્મલપણે રે, કે૦ અ૦
શ્રીનય વિજય વિબુધ પય, સેવક ઈમ ભણે રે. કે૦ સે૦ ૩

(૪) શ્રી મોહનવિજયજીકૃત સ્તવન.

કાનુડો વેણ વજાવે રે, કાળી નદીને કાંઠે—એ દેશી.

વામાનંદન હો પ્રાણ થકી છો પ્યારા,
નાંહી કીજે હો નયણથકી[5] ક્ષણ ન્યારા;
પુરિસાદાણી શામળ વરણો, શુદ્ધ સમકિતને ભાસે;
શુદ્ધ પુંજ જિણે કીધો તેહને, ઉજ્જવળ વરણ પ્રકાશે. વા૦ ૧

૧ કામદેવ. ૨ કમલ. ૩ પક્ષી. ૪ સૂર્ય ૫ દર્શનથી.

તુમ ચરણે વિષધર પિણ નિરૂવિષ, હંસાણે થાયે ખીડોજા;
જોતાં અમ શુદ્ધ સ્વભાવ કાં ન હુવે, એહ અમે ગ્રહ્યા છોજા.
કમઠરાય મદ કિણ ગિણતિમાં, મોહતણો મદ જોતાં;
તાહરી શક્તિ અનંતી આગળ કેઈ કેઈ મર ગયા ગોતાં.
તેં જિમ તાર્યો તિમ કુણ તારે, કુણ તારક કહું એહવો;
સાયરમાન તે સાયર સરિખો, તિમ તું પિણ તું જેહવો.
કિમપિ ન બેસો તુમે કરુણાકર, તેહ મુજ પ્રાપ્તિ અનંતી;
જેમ પડે કણ કુંજરમુખથી, કીડી બહુ ધનવંતી.
એક આવે એક મોજાં પાવે, એક કરે ઓળગડી;
નિજગુણ અનુભવ દેવા આગળ, પડખે નહીં તું બે ઘડી.
જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમે પિણ ધરજો;
મોહનવિજય કહે કવિ રૂપનો, પરતક્ષ કરુણા કરજો.

## ૨૪ મા શ્રી મહાવીર સ્વામી.

### (૧) શ્રી આનંદઘનજીકૃત સ્તવન.

રાગ ધનાશ્રી

વીરજીને ચરણે લાગું વીરપણું તે માગું રે;
મિથ્યા મોહતિમિર ભય ભાગ્યું, જીત નગારું વાગ્યું રે. વી૦
છઉમસ્થ વીર્ય લેશ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ સ્થૂલ ક્રિયાને રંગે, યોગી થયો ઉમંગે રે. વી૦
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે,
પુદ્ગલ ગણુ તેણે લે સુવિશેષે યથાશક્તિ મતિ લેખે રે. વી૦
ઉત્કૃષ્ટે વીર્યનિવેસે, યોગ ક્રિયા નવિ પેસે રે;
યોગ તણી ધ્રુવતાને લેશે, આતમશક્તિ ન ખેસે રે. વી૦

૧ ઈન્દ્ર.

ામ વીર્ય વશે જેમ યોગી, તેમ આતમ થયો ભોગી રે;
ૂરપણે આતમ ઉપયોગી. થાય તેહણે અયોગી રે. વી૦ ૫
ીરપણું તે આતમ ઠાણે, જાણ્યું તુમચી વાણે રે;
યાન વિન્નાણે શક્તિ પ્રમાણે નિજધ્રુવપદ પહિચાણે રે. વી૦ ૬
માલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે;
મક્ષય દર્શન જ્ઞાન વૈરાગે, આનંદઘન પ્રભુ જાગે રે. વી૦ ૭

---

[ ૨ ]

પંથડો નિહાળુરે બીજા જિનતણો રે—એ દેશી

ચરમજિણેસર વિગત સ્વરૂપનું રે, ભાવું કેમ સ્વરૂપ;
સાકારી વિણ ધ્યાન ન સંભવે રે, એ અવિકાર અરૂપ. ચરમ૦ ૧
આપ સ્વરૂપે આતમમાં રમે રે, તેહના ધુર બે ભેદ;
અસંખ્ય ઉક્કોસે સાકારી પદે રે, નિરાકારી નિરભેદ. ચરમ૦ ૨
સૂક્ષ્મનામ કરમ નિરાકાર જે રે, તેહ ભેદે નહીં અંત;
નિરાકાર જે નિરગતિ કર્મથી રે. તેહ અભેદ અનંત. ચરમ૦ ૩
રૂપ નહીં કઇયે બંધન ઘટ્યું રે, બંધન મોક્ષ ન કોય;
બંધ મોક્ષ વિણુ સાદિઅનંતનું રે, ભંગ સંગ કેમ હોય? ચરમ૦ ૪
દ્રવ્ય વિના તેમ સત્તા નવિ લહે રે. સત્તા વિણ શો રૂપ;
રૂપ વિના કેમ સિદ્ધ અનંતતા રે, ભાવું અકલ સ્વરૂપ. ચરમ૦ ૫
આતમતા પરિણતિ જે પરિણમ્યા રે, તે મુજ ભેદાભેદ;
તદાકાર વિણ મારા રૂપનું રે, ધ્યાવું વિધિપ્રતિષેધ. ચરમ૦ ૬
અંતિમ ભવગ્રહણે તુજ ભાવનું રે, ભાવશું શુદ્ધ સ્વરૂપ;
તઇયે આનંદઘન પદ પામશું રે, આતમરૂપ અનૂપ. ચરમ૦ ૭

[ ૩ ]

વીર જિનેશ્વર પરમેશ્વર જયો, જગ જીવન જિન ભૂપ;
અનુભવ મિત્તેરે ચિત્તે હિત કરી, દાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૧
જેહ અગોચર માનસ વચનને, તેહ અતીંદ્રિય રૂપ;
અનુભવ મિત્તેરે વ્યક્તિ શક્તિશું, ભાખ્યું તાસ સ્વરૂપ. વીર૦ ૨
નય નિક્ષેપેરે જેહ ન જાણિયે, નવિ જીહાં પ્રસરે પ્રમાણ;
શુદ્ધ સ્વરૂપેરે તે બ્રહ્મ દાખવે, કેવળ અનુભવ ભાણ. વીર૦ ૩
અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણેરે ભેદ;
સહજવિશુદ્ધયેરેઅનુભવવયણ જે,શાસ્ત્રતેસઘલોરેખેદ. વીર૦ ૪
દિશિ દેખાડીરે શાસ્ત્ર સવિ રહે ન લહે અગોચર વાત;
કારજ સાધક બાધક રહિત જે,અનુભવ મિત્ત વિખ્યાત. વીર૦ ૫
અહો ચતુરાઇરે અનુભવ મિત્તની, અહો તસ પ્રીતપ્રતીત;
અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્રશું રીત. વીર૦ ૬
અનુભવ સંગેરે રંગે પ્રભુ મલ્યા,સફળ ફળ્યોસવિકાજ;
નિજ પદ સંપદ જે તેઅનુભવેરે,આનંદઘન મહારાજ. વીર૦ ૭

---

(૨) શ્રી દેવચંદ્રજીકૃત સ્તવનં

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી,
જગતમાં એટલું સુજસ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો,
દયાનિધિ દીન પર દયા કીજે. તા૦ ૧
રાગદ્વેષે ભર્યો, મોહ વૈરી નડ્યો;
લોકની રીતિમાં ઘણુંયે રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો,
ભમ્યો ભવમાંહી હું વિષયમાતો. તા૦ ૨

આદર્યું આચરણ, લોક ઉપચારથી,
　　શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી, આત્મ અવલંબવિનું,
　　તેહવો કાર્ય તિણે કો ન સીધો. તા૦ ૩
સ્વામી દરિસણ સમો,નિમિત્ત લહી નિર્મલો,
　　જો ઉપાદાન એ શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો,
　　સ્વામી સેવા સહી નિકટ લાશે. તા૦ ૪
સ્વામી ગુણ ઓળખી,'સ્વામીને જે ભજે,
　　દરિસણ શુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ વીર્ય ઉલ્લાસથી,
　　કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તા૦ ૫
જગત વત્સલ મહાવીર જિનવર સુણી,
　　ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી બિરુદ નિજ રાખવા,
　　દાસની સેવના રખે જોશો. તા૦ ૬
વિનતિ માનજો શક્તિ એ આપજો,
　　ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધક દશા, સિદ્ધતા અનુભવી,
　　દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાશે. તા૦ ૭

---

કળશ

ચોવીશે જિનગુણ ગાઈએ, ધ્યાઈએ તત્ત્વસ્વરૂપોજી;
પરમાનંદ પદ પાઈએ, અક્ષય જ્ઞાન અનૂપોજી. ચો૦ ૧
ચવદહસેં બાવન ભલા, ગણધર ગુણ ભંડારોજી;
સમતામયી સાહુ સાહુણી, સાવય શ્રાવિકા સારોજી. ચો૦ ૨

## (૪) શ્રી અભિનંદન જિન સ્તવન.

ગોડી ગાજે રે—એ દેશી.

.ઠ સેવો રે અભિનંદન દેવ, જેહની સારે રે સુર કિન્નર સેવ;
.હવો સાહિબસેવેતેહહજૂર,જેહનાંપ્રગટેરેકીધાંપુન્યપંડૂર.શે૦૧
.હ સુગુણસનેહીસાહિબહેજ,દગલીલાથી લહિયે સુખસેજ;
.ણ સરખું લાગે.સઘળે સાચ,તે આગળ આવ્યું ધરણી રાજ. શે૦૨
.લવે મેં પામ્યો તેહવોનાથ,તેહથીહુંનિશ્ચયહુઓરેસનાથ;..
.ાચકયશકહે પામીરંગરેલ,માનુંફળિયઆંગણડેસુરતરુવેલ.શે૦૩

---

## (૪) શ્રી મહાજશ જિનસ્તવન.

રાગ ફાગ

.ાત્મ પ્રદેશ રંગ થલ અનોપમ, સમ્યગ્દર્શન રંગ રે,
.નેજ સુખકે સધૈયા; તું તો નિજગુણ ખેલ વસંત રે; નિજ૦
.ર પરિણતિ ચિંતા તજી જિનમેં, જ્ઞાન સખાકે સંગ રે. નિ૦ ૧
.ાસ બરાસ સુરુચિ કેસરઘન, છાંટો પરમ પ્રમોદરે; નિ૦
.ાતમ રમણ ગુલાલકી લાલી, સાધક શક્તિ વિનોદરે. નિ૦ ૨
.યાન સુધારસ પાન મગનતા.ભોજન સહજ સ્વભોગરે; નિ૦
.ીઝ એકત્વતા તાનમેં વાજે, વાજીંત્ર સન્મુખ યોગરે. નિ૦ ૩
.ુક્લધ્યાન હોરીકી જવાલા, જાલે કર્મ કઠોરરે; નિ૦
.ોપપ્રકૃતિદલ ક્ષિરણ નિર્જરા, ભરમ ખેલ અતિ જોરરે. નિ૦ ૪
.વ મહાજસગુણ અવલંબન,નિર્ભયપરિણતિવ્યક્તિરે, નિ૦
.ાને ધ્યાને અતિ બહુમાને, સાધે મુનિ નિજ શક્તિરે. નિ૦ ૫
.ક્ષ અજોગ અલેશ અસંગત, નાહી હોવે સિદ્ધરે; નિ૦
.વચંદ્ર આણામેં ખેલે ઉત્તમ સુરિ પ્રસિદ્ધરે. નિ૦ ૬

---

(૫) શ્રી સુવ્રત જિન સ્તવન

દેખ દેખ નણંદ હઠીલી—એ દેશી

સ્વામી સુવ્રત સુહાયા, દીઠા આણંદ ઉપાયા રે;
મનમોહના જિનરાયા;
જિણે પૂરણ તત્ત્વ નિપાયા, દ્રવ્યાસ્તિક નય ઠહરાયા રે. મ૦ ૧
પર્યાયાસ્તિક નયરાયા, તે મૂલ સ્વભાવ સમાયા રે, મ૦
જ્ઞાનાદિક સ્વપર્યાયા, નિજ કાર્ય કરણ વરતાયા રે. મ૦ ૨
અંશનય માર્ગ કહાયા, તે વિકલ્પ ભાવ સુણાયા રે; મ૦
નય ચાર તે દ્રવ્ય થપાયા, શબ્દાદિક ભાવ કહાયા રે. મ૦ ૩
દુર્નય તે સુનય ચલાયા, એકત્વ અભેદે ધ્યાયા રે; મ૦
તે સવિ પરમાર્થ સમાયા, તસુ વર્તન ભેદ ગમાયા રે. મ૦ ૪
સ્યાદ્વાદી વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે રે; મ૦
સામાન્ય વિશેષનું ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ રે. મ૦ ૫
જિનરૂપ અનંત ગણીજે, તે દિવ્ય જ્ઞાન જાણીજે રે; મ૦
શ્રુતજ્ઞાને નય પથ લીજે, અનુભવ આસ્વાદન કીજે રે. મ૦ ૬
પ્રભુશક્તિવ્યક્તિએક ભાવે,ગુણ સર્વ રહ્યા સમ ભાવે રે; મ૦
માહરે સત્તા પ્રભુ સરખી, જિનવચન પસાયે પરખી રે. મ૦ ૭
તું તો નિજસંપત્તિ ભોગી,હું તોપરપરિણતિનો યોગીરે; મ૦
તિણ તુમ્હ પ્રભુ માહરા સ્વામી,હું સેવકતુજગુણ ગ્રામીરે. મ૦ ૮
એ સંબંધ ચિત્ત સમવાય,મુજ સિદ્ધનું કારણ થાય રે; મ૦
જિનરાજની સેવના કરવી, ધ્યેય ધ્યાન ધારણા ધરવી રે. મ૦ ૯
તું પૂરણ બ્રહ્મ અરૂપી, તું જ્ઞાનાનંદ સ્વરૂપી રે; મ૦
ઇમ તત્ત્વાલંબન કરિયે, તો દેવચંદ્ર પદ વરિયે રે. મ૦ ૧૦

(૫) શ્રી સુજાત જિન સ્તવન.

રામચંદ્રકે બાગમેં આંબો મોરી રહ્યો રી—એ દેશી

સાચો સ્વામી સુજાત, પૂરવ અરધ જયોરી;
ધાતકી ખંડ મઝાર, પુષ્કલાવઈ વિજયોરી. ૧
નયરી પુંડરિગિણિ નાથ, દેવસેન વંશ તિલોરી;
દેવસેનાનો પુત્ર, લંછન ભાનુ ભલોરી. ૨
જયસેનાનો કંત, તેહશું પ્રેમ ધરયોરી;
અવર ન આવે દાય, તેણે વશિ ચિત્ત કર્યોરી. ૩
તુમે મતિ જાણો દૂર, જઈ પરદેશ રહ્યારી;
છો મુજ ચિત્ત હજૂર, ગુણ સંકેત ગ્રહ્યારી. ૪
ઉગે ભાનુ આકાશ, સરવર કમલ હસેરી;
દેખી ચંદ્ર ચકોર, પીવા અમીઅ ધસેરી. ૫
દૂર થકી પણ તેમ, પ્રભુશું ચિત્ત મિળ્યુરી;
શ્રી નયવિજય સુશિષ્ય, કહે ગુણ હેજે હિળ્યુંરી. ૬

---

(૫) શ્રી સુમતિનાથ જિન સ્તવન.

ઘુઘરીઆળો ઘાટ—એ દેશી.

સુમતિનાથ દાતાર, કીજે ઓળગ તુમ તણી રે;
દીજે શિવસુખ સાર, જાણી ઓળગ જગધણી રે. ૧
અક્ષય ખજાનો તુજ, દેતાં ખોટ લાગે નહિ રે;
કિસિ વિમાસણ ગુજ્જ, જાચક થાકે ઉભા રહી રે. ૨
રયણ કોડ તેં દીધ, ઊરણ વિશ્વ તદા કીઓ રે;
વાચક યશ સુપ્રસિદ્ધ, માગે તીન રતન દીઓ રે. ૩

---

### (૫) શ્રી વિમલ જિન સ્તવન

કડખાની દેશી

ધન્ય તું ધન્ય તું ધન્ય જિનરાજ તું,
ધન્ય તુજ શક્તિ વ્યક્તિ સનૂરી;
કાર્ય કારણ દશા સહજ ઉપગારતા,
શુદ્ધ કર્તૃત્વ પરિમાણ પૂરી. ધ૦ ૧
આત્મ પ્રભાવ પ્રતિભાસ કારજદશા,
જ્ઞાન અવિભાગ પર્યાય પ્રવૃત્તે;
એમ ગુણ સર્વ નિજ કાર્ય સાધે પ્રગટ,
જ્ઞેયદૃશ્યાદિ કારણ નિમિત્તે. ધ૦ ૨
દાસ બહુમાન ભાસન રમણ એકતા,
પ્રભુ ગુણાલંબની શુદ્ધ થાયે;
બંધના હેતુ રાગાદિ તુજ ગુણ રસી,
તેહ સાધક અવસ્થા ઉપાયે. ધ૦ ૩
કર્મ જંજાલ યુજનકરણ યોગ જે,
સ્વામીભક્તિ રસ્યા થિર સમાધિ;
દાન તપ શીલ વ્રત નાથઆણા વિના,
થઈ બાધક કરે ભવ ઉપાધિ. ધ૦ ૪
સકળ પ્રદેશ સમકાળ સવિ કાર્યતા,
કરણ સહકાર કર્તૃત્વ ભાવો;
દ્રવ્ય પ્રદેશ પર્યાય આગમપણે,
અચલ અસહાય અક્રિય દાવો. ધ૦ ૫
ઉત્પત્તિ નાશ ધ્રુવ સર્વદા સર્વની,
ષડ્ગુણી હાનિ વૃદ્ધિ અન્યૂનો;

## (૮) શ્રી શુદ્ધમતિ જિન સ્તવન

જિમ પ્રીતિ ચંદ્ર ચકોરને, જિમ મોરને મન મેહ રે;
અમને તે તમશું ઊલગે, તિમ નાહ નવલો નેહ.
શુદ્ધમતિ જિનેસરૂ, સાંભળો ચતુર સુજાણ [illegible]. ૧
આણ દીઠે ઘટાથી ઘણો, દીઠે તે તૃપ્તિ ન હોઈ રે;
મન લોહિ રાગ માની લિયે, વાલ્હા તાણું [illegible] જોઈ. શુ૦ ૨
જિમ વિરહ [illegible] નહિ [illegible], [illegible] તેહવો સંગ રે;
કર જોડી વાચક યશ કહે, ભાંજો તે ભેદ પ્રપંચ. શુ૦ ૩

---

## (૯) શ્રી દામોદર જિન સ્તવન.

મોરા સાહિબ હો શ્રી શીતલનાથ કે—એ દેશી.

સુપ્રતીતે હો કરી થિર ઉપયોગ કે, દામોદર જિન વંદીએ,
અનાદિની હો જે મિથ્યા ભ્રાંતિ કે, તેહ સર્વથા છંડીએ;
અવિરતિ હો જે પરિણતિ દુષ્ટ કે, ટાળી થિરતા સાધીએ,
કષાયની હો કશ્મલતા કાપી કે, વર સમતા આરાધીએ. ૧
જંબુને હો ભરતે જિનરાજ કે, નવમા અતીત ચોવીશીએ,
જસ નામે હો પ્રગટે ગુણરાશિ કે, ધ્યાને શિવસુખ વિલસીએ;
અપરાધી હો જે તુજથી દૂર કે, [1]ભૂરિ ભ્રમણ દુઃખના ધણી,
તે માટે હો તુજ સેવા રંગ કે, હોજો એ ઈચ્છા ઘણી. ૨
મરુધરમેં હો જિમ [2]સુરતરુ લુંબ કે, સાગરમેં [3]પ્રવહણ સમો,
ભવ ભમતાં હો ભવિજન આધાર કે, પ્રભુ દરિસણ સુખ અનુપમો;
આતમની હો જે શક્તિ અનંત કે, તેહ સ્વરૂપ પદે ધર્યા,
પરિણામિક હો જ્ઞાનાદિક ધર્મ કે, સ્વસ્વકાર્ય પણે વર્યા. ૩

---

૧. બહુ ૨. આંબાની કેરીનું લૂમખું. ૩. જહાજ જેવો

અવિનાશી હો જે આત્માનંદ કે, પૂર્ણ અખંડ સ્વભાવનો,
નિજગુણનો હો જે વર્તન ધર્મ કે, સહજ વિલાસી દાવનો;
તસ ભોગી હો તું જિનવર દેવકે, ત્યાગી સર્વ વિભાવનો,
શ્રુતજ્ઞાની હો ન કહી શકે સર્વ કે, મહિમા તુજ પ્રભાવનો. ૪
નિઃકામી હો નિઃકષાઈ નાથ કે, સાથ હોજો નિત તુમ્હ તણો,
તુમ આણા હો આરાધન શુદ્ધ કે, સાધું હું સાધકપણો;
વીતરાગથી હો જે રાગ વિશુદ્ધ કે, તેહીજ ભવભય વારણો,
જિનચંદ્રની હો જે ભક્તિ એકત્વ કે, દેવચંદ્ર પદ કારણો. ૫

---

## (૨૦) શ્રી વિશાલ જિન સ્તવન.

પ્રાણી વાણી જિનતણી—એ દેશી.

દેવ વિશાલ જિણંદની, તમે ધ્યાવો તત્ત્વસમાધિ રે,
ચિદાનંદ રસ અનુભવી, સહજ અકૃત નિરુપાધિ રે;
સહજ૦ અરિહંત પદ વંદિયે ગુણવંત રે;
ગુણવંત અનંત મહંત સ્તવો, ભવતારણો ભગવંત રે. ૧
ભવ ઉપાધિ ગદ ટાલવા, પ્રભુજી છો વૈદ્ય અમોઘ રે;
રત્નત્રયિ ઔષધ કરી, તમે તાર્યાં ભવિજન ઓઘ રે. ત૦અ૦ ૨
ભવ સમુદ્ર જલ તારવા, નિર્યામક સમ જિનરાજ રે;
ચરણ જહાજે પામિયે, અક્ષય શિવનગરનું રાજ રે. અ૦અ૦ ૩
ભવ અટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સત્થવાહ રે;
શુદ્ધ માર્ગ દર્શક પણે, યોગ ક્ષેમંકર નાહ રે. યો૦અ૦ ૪
રક્ષક જિન છકાયના, વલી મોહનિવારક સ્વામી રે;
શ્રમણ સંઘ રક્ષક સદા, તેણે ગોપ ઈશ અભિરામ રે. તે૦ અ૦ ૫
ભાવ અહિંસક પૂર્ણતા, માહણતા ઉપદેશ રે;
ધર્મ અહિંસક નીપનો, માહણ જગદીશ વિશેષ રે. મા૦અ૦ ૬

પુષ્ટ કારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદ રે;
મોચક સર્વ વિભાવથી, ઝીપાવે મોહ અરિંદ રે. ચં૦ગા૦૭
કામકુંભ સુરમણિ પરે, સહેજે ઉપકારી થાય રે;
દેવચંદ્ર સુખકર પ્રભુ, ગુણ ગેહ અગોહ અમાય રે. ચં૦ગા૦૮

---

## (૧૦) શ્રી વિશાલ જિન સ્તવન.

દેશી સુદાઈની

ધાતકી ખંડે હો કે પશ્ચિમ અરધ ભલો,
વિજયા નયરી હો કે વપ્ર તે વિજયતિલો;
તિહાં જિન વિચરેહો કે સ્વામી વિશાળસદા,
નિત નિત વંદું હો કે વિમળા કંત મુદા. ૧
નાગ નરેસર હો કે વંશ ઉદ્યોતકરુ,
ભદ્રાએ જાયા હો કે પ્રત્યક્ષ દેવતરુ;
ભાનુ લંછન હો કે મિલવા મન તલસે,
તસ ગુણ સુણિયા હો કે શ્રવણે અમી વરસે. ૨
આંખડી દીધી હો કે જો હોએ મુજ મનને,
પાંખડી દીધી હો કે અથવા જો તનને;
મનના મનોરથ હો કે તો સવિ તુરત ફળે,
તુજ મુખ દેખવા હો કે હરખિત હેજ મળે. ૩
આડા ડુંગર હો કે દરિયા નદિય ઘણી,
પણ શકિત ન તેહવિ હો કે આવું તુજ ભણી;
તુજ પાય સેવા હો કે સુરવર કોડિ કરે,
જો એક આવે હો કે તો મુજ દુઃખ હરે. ૪

અતિ ઘણી રાતી હો કે અગ્નિ મજીઠ સહે,
ઘણશું હણીએ હો કે દેશ વિયોગ લહે;
પણ ગિરુઆ પ્રભુશું હો કે રાગ તે દુરિત હરે,
વાચક યશ કહે હો કે ધરિએ ચિત્ત ખરે. ૫

---

## (૧૦) શ્રી શીતલનાથ જિન સ્તવન.

ભોલીડા હંસારે—એ દેશી.

શીતલજિન તુ મુજ વિચિ આંતરું, નિશ્ચયથી નહિ કોય,
દંસણ નાણ ચરણ ગુણ જીવને, સહુને પૂરણ હોય;
અંતરયામી રે સ્વામી સાંભળો. ૧
પણ મુજ માયા રે ભેદી ભોળવે, બાહ્ય દેખાડી રે વેષ;
હિયડે જૂઠી રે મુખ અતિ મીઠડી, જેહવી ધૂરત વેષ. અં૦ ૨
એહને સ્વામી રે મુજથી વેગળી, કીજે દીનદયાળ;
વાચક યશ કહે જિમ તુમશું મિલી,લહિયેસુખસુવિશાળ. અં૦ ૩

---

## (૧૦) શ્રી સુતેજ જિન સ્તવન.

અતિ રૂડીરે અતિ રૂડી, જિનજીની થિરતા અતિ રૂડી;
સકલ પ્રદેશ અનંતી, ગુણ પર્યાય શક્તિ મહંતીલાલ, અ૦
તસુ રમણે અનુભવવંતી, પરરમણે જે ન રમંતી લાલ. અ૦ ૧
ઉત્પાદ વ્યયે પલટતી, ધ્રુવ શક્તિ ત્રિપદીસંતી લાલ; અ૦
ઉત્પાદે ઉતપતમંતી, પૂરવ પરિણતિ વ્યયપંતિ લાલ. અ૦ ૨
નવ નવ ઉપયોગે નવલી,ગુણછતિથી તેનિતઅચલી લાલ; અ૦
પરદ્રવ્યે જે નવિ ગમણી, ક્ષેત્રાંતરમાંહિ ન રમણી લાલ. અ૦ ૩
અતિશય યોગે નવિ દીપે,પરભાવ ભણી નવિછીપે લાલ; અ૦
નિજ તત્ત્વ રસે જે લીની, બીજે કીણહી નવિ કીની લાલ. અ૦ ૪

સંગ્રહનયથી જે અનાદિ, પણ એવંભૂતે સાદિ લાલ; અ૦
જેહને બહુ માને પ્રાણી,પામે નિજ ગુણ સહ નાણી લાલ. અ૦૫
થિરતાથી થિરતા વાધે, સાધક નિજ પ્રભુતા સાધે લાલ; અ૦
પ્રભુગુણને રંગે રમતા, તે પામે અવિચળ સમતા લાલ. અ૦૬
નિજ તેજે જેહ સુતેજા, જે સેવે ધરી બહુ હેજા લાલ; અ૦
શુદ્ધાલંબન જે પ્રભુ ધ્યાવે, તે દેવચંદ્ર પદ પાવે લાલ. અ૦૭

---

## (૧૧) શ્રી વજ્રંધર જિન સ્તવન.

નદી યમુના કે તીર—એ દેશી.

વિહરમાન ભગવાન, સુણો મુજ વિનતિ,
જગતારક જગનાથ, અછો ત્રિભુવન પતિ;
ભાસક લોકાલોક, તિણે જાણો છતિ,
તો પણ વિતક વાત, કહું છું તુજ પ્રતિ. ૧
હું સ્વરૂપ નિજ છોડિ, રમ્યો પર પુદ્ગલે,
ઝીલ્યો ઉલટ આણી, વિષય તૃષ્ણાજલે;
આશ્રવ બંધ વિભાવ, કરું રુચિ આપણી,
ભૂલ્યો મિથ્યાવાસ, દોષ દઉં પરભણી. ૨
અવગુણ ઢાંકણ કાજ, કરું જિનમત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા;
દૃષ્ટિરાગનો પોષ, તેહ સમકિત ગણું,
સ્યાદ્વાદની રીત, ન દેખું નિજપણું. ૩
મન તનુ ચપલ સ્વભાવ, વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ, ન ભાસે જે છતા;
જે લોકોત્તર દેવ, નમું લૌકિકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ, પ્રભો તહકીકથી. ૪

મહાવિદેહ મઝાર કે, તારક જિનવરુ,
શ્રી વજ્રંધર અરિહંત, અનંત ગુણાકરુ;
તે નિર્યામક શ્રેષ્ઠ, સહી મુજ તારશે,
મહાવૈદ્ય ગુણયોગ, રોગ ભવ વારશે. ૫
પ્રભુમુખ ભવ્ય સ્વભાવ, સુણું જો માહરો,
તો પામે પ્રમોદ, એહ ચેતન ખરો;
થાયે શિવપદ આશ, રાશિ સુખવૃંદની,
સહજ સ્વતંત્ર સ્વરૂપ, ખાણ આણંદની. ૬
વળગ્યા જે પ્રભુનામ, ધામ તે ગુણતણા,
ધારો ચેતનરામ, એહ થિર વાસના;
દેવચંદ્ર જિનચંદ્ર, હૃદય સ્થિર થાપજો,
જિન આણાયુત ભક્તિ, શક્તિ મુજ આપજો. ૭

---

(૧૧) શ્રી વજ્રંધર જિન સ્તવન.

માહરા સુગુણ સનેહા પ્રભુજી—એ દેશી.

શંખ લંછન વજ્રંધર સ્વામી,
માતા સરસ્વતી સુત શિવગામી હો; ભાવે ભવિ વંદો,
નરનાથ પદ્મરથ જાયો, વિજયાવતી ચિત્ત સુહાયો હો. ભાવે૦ ૧
ખંડ ધાતકી પશ્ચિમ ભાગે, પ્રભુ ધર્મ ધુરંધર જાગે હો; ભા૦
વચ્છ વિજયમાંનયરીસુસીમા, તિહાંથાપેધરમનીસીમાહો. ભા૦૨
પ્રભુ મનમાં અમે વસવું જેહ, સ્વપ્ને પણ દુર્લભ તેહ હો; ભા૦
પણ અમ મન પ્રભુ જો વસશે, તો ધરમની વેલ ઉલ્લસશે હો. ભા૦૩
સ્વપને પ્રભુ મુખ નિરખંતાં, અમે પામું સુખ હરખંતાંહો; ભા૦
જેહ સ્વપ્નરહિતકહિયા દેવા, તેહથી અમે અધિક કહેવાહો. ભા૦૪

જિન ગુણરંગી ચેતના, નવિ બાંધે અભિનવ કર્મ રે;
ગુણરમણે નિજ ગુણ ઉલ્લસે, તે આસ્વાદે નિજ ધર્મ રે. ક૦ ૪
પરત્યાગી ગુણ એકતા, રમતા જ્ઞાનાદિક ભાવે રે;
સ્વસ્વરૂપ ધ્યાતા થઈ, પામે શુચિ ક્ષાયક ભાવ રે. ક૦ ૫
ગુણ કરણે નવ ગુણ પ્રગટતા, સત્તાગત રસ થિતિ છેદરે;
સંક્રમણે ઉદય પ્રદેશથી, કરે નિર્જરા ટાળે ખેદ રે. ક૦ ૬
સહજસ્વરૂપ પ્રકાશથી, થાઓ પૂર્ણાનંદ વિલાસ રે;
દેવચંદ્ર જિનરાજની, કરજ્યો સેવા સુખવાસ રે. ક૦ ૭

---

## (૧૬) શ્રી નમિપ્રભ જિન સ્તવન.

અરજ અરજ સુણોને રૂડા રાજીયા હોજી—એ દેશી

નમિપ્રભ નમિપ્રભ પ્રભુજી વિનવું હોજી,પામી વર પ્રસ્તાવ;
જાણો છો જાણો છો વિણ વિનવે હોજી, તો પણ દાસ સ્વભાવ.ન૦૧
હું કરતા હું કરતા પરભાવનો હોજી, ભોકતા પુદ્ગલરૂપ;
ગ્રાહક ગ્રાહક વ્યાપક એહનો હોજી, રાચ્યો જડ ભવભૂપ.ન૦૨
આતમ આતમ ધર્મ વિસારિયો હોજી,સેવ્યો મિથ્યા માગ;
આશ્રવ આશ્રવ બંધપણું કર્યું હોજી,સંવરનિર્જરા ત્યાગ.ન૦૩
જડચલ જડચલ કર્મ જે દેહને હોજી,જાણ્યું આતમ તત્ત્વ,
બહિરાતમ બહિરાતમતા મેં ગ્રહી હોજી, ચતુરંગે એકત્વ.ન૦૪
કેવલ કેવલ જ્ઞાનમહોદધિ હોજી, કેવલ દંશણ બુદ્ધ;
વીરજ વીરજ અનંત સ્વભાવનો હોજી, ચારિત્ર ક્ષાયિક શુદ્ધ.ન૦૫
વિશ્રામિ વિશ્રામિ નિજભાવના હોજી, સ્યાદ્વાદી અપ્રમાદ;
પરમાતમ પરમાતમ પ્રભુ દેખતાં હોજી,ભાગી ભ્રાંતિ અનાદ.ન૦૬
જિનસમ જિનસમ સત્તાઓલખીહોજી,તસુપ્રાગ્ભાવનીઈહ;
અંતર અંતર આતમતા લહી હોજી,પર પરિણુતિ નિરીહ.ન૦૭

પ્રતિષ્ઠે રે પ્રતિષ્ઠે રે જિનરાજને હો જી, કરતાં આતમ ભાવ;
દેવચંદ્ર દેવચંદ્ર પદ આનંદે હો જી, શુદ્ધાતમ પ્રગભાવ. નવ૦ ૮

---

## ૨૧ શ્રી નમિપ્રભ જિન સ્તવન

થાર માંરે પ્યારજી પાગ સોનાગ રંગલો માઝલ એ દેશી.

પુષ્કરવર પશ્ચિમ અરધ વિરાજે રે, સાહિબજી.
નલિનાવતી વિજયે નગરી અયોધ્યા છાજે રે; સા૦
પ્રભુ વીરનરેસર-વંશ-દિનેસર ધ્યાઇયે રે. સા૦
સેનાસુત સાગા ગુણશું જાગા ગાઇયે રે. સા૦ ૧

મોહની મનવલ્લભ દરસન દુર્લભ જાસ રે, સા૦
રવિકિરણ ઉગાસી કિરણ વિલાસી ખાસ રે; સા૦
ભવિજન મન રંજન ભાવઠ ભંજન ભગવંત રે, સા૦
નમિપ્રભ વંદું પાપ નિકંદું તંત રે. સા૦ ૨

ઘર સુરતરુ ફળિયો સુરમણિ મિલિઓ હાથ રે, સા૦
કરી કરુણા પૂરી અઘ ચૂરી જગનાથ રે; સા૦
અમિએ ઘન વૂઠા વળી તૂઠા સવિ દેવ રે, સા૦
શિવગામી પામી જો મેં તુજ પદ સેવ રે. સા૦ ૩

ગંગાજલ નાહ્યો હું ઉમાહ્યો આજ રે, સા૦
ગુરુ સંગત સારી મ્હારી વધારી લાજ રે; સા૦
સુહ માગ્યા જાગ્યા પૂરવ પુન્ય અંકૂર રે, સા૦
મન લીનો કીનો તુજ ગુણ પ્રેમ પંડૂર રે. સા૦ ૪

તું દોલતદાતા તું જગત્રાતા મહારાજ રે, સા૦
ભવસાયર તારો સારો વાંછિત કાજ રે; સા૦
દુઃખચૂરણ પૂરણ કીજે સયલ જગીશ રે, સા૦
અરદાસ પ્રકાશે શ્રી નયવિજય સુશિષ્ય રે. સા૦ ૫

---

(૧૬) શ્રી શાંતિનાથ જિન સ્તવન.

સુણિ પશુઆં વાણી રે—એ દેશી.

જગજન મન રંજે રે, મનમથ[1] બળ ભંજે રે;
નવિ રાગ ન દોષ તું. અંજે ચિત્તશું રે. ૧
શિર છત્ર વિરાજે રે, દેવ દુંદુભિ વાજે રે;
ઠકુરાઈ ઇમ છાજે, તોહિ અકિંચનો રે. ૨
થિરતા ધૃતિ સારી રે, વરી સમતા નારી રે;
બ્રહ્મચારી શિરોમણિ, તો પણ તું સુણ્યો રે. ૩
ન ધરે ભવરંગો રે, નવિ દોષાસંગો રે;
મૃગ લંછન ચંગો, તો પણ તું સહિ રે. ૪
તુજ ગુણ કુણ આખે[2] રે, જગ કેવળી પાખે રે;
સેવક યશ ભાખે, અચિરાસુત જયો રે. ૫

---

(૧૬) શ્રી નમીશ્વરસ્વામી જિન સ્તવન.

હો પીઉં પંખીડા—એ દેશી.

જગત દિવાકર શ્રી નમીશ્વર સ્વામ જો,
તુજ મુખ દીઠે નાઠી ભૂલ અનાદિની રે લો;
જાગ્યો સમ્યગ્જ્ઞાન સુધારસ ધામ જો,
છાંડિ દુર્જય મિથ્યા નિંદ પ્રમાદની રે લો. જ૦ ૧
સહેજે પ્રગટ્યો નિજ પર ભાવ વિવેક જો;
અંતર આતમ ઠહર્યો સાધન સાધવે રે લો;
સાધ્યાલંબી થઈ જ્ઞાયકતા છેક જો,
નિજ પરિણતિ થિર નિજ ધર્મરસે ઠવે રે લો. જ૦ ૨

---

૧. કામદેવ. ૨. ભાખે.

નિયતિ હિત દાન સન્મુખ હુએ, સ્વપુણ્યોદય સાથે;
યશ કહે સાહિબે મુક્તિનું, કરિઉં તિલક નિજ હાથે. આ૦૩

---

## (૨૦) શ્રી ધર્મીશ્વર જિન સ્તવન.

અખીયાં હરખન લાગી હમારી અખીયાં—એ દેશી.

રાગ પરભાતિ.

હું તો પ્રભુ વારિઉં તુમ મુખની, હું તો જિનબલિહારી તુમ મુખની;
સમતા અમૃતમય સુપ્રસન્ન નિત, રેખ નહીં રાગરુખની. હું૦૧

ભ્રમર અર્ધ શશિ ધનુહ કમલદલ, કીર હીર પૂનમશશિની;
શોભા તુચ્છ થઇ પ્રભુ દેખત, કાયર હાથ જિમ અસિની. હું૦૨

મનમોહન તુમ સનમુખ નિરખત, આંખ ન તૃપતિ અમચી;
મોહતિમિર રવિ હર્ષચંદ્રછવિ, મૂરતિ એ ઉપશમચી. હું૦૩

મનની ચિંતા મટી પ્રભુ ધ્યાવત, મુખ દેખતાં તનુની;
ઇન્દ્રિય તૃષા ગઈ જિનેસર સેવતાં, ગુણ ગાતાં વચનની. હું૦૪

મીન ચકોર મોર મતંગજ, જલ શશિ ઘન નિજ વનથી;
તિમ મુજ પ્રીતિ સાહિબ સુરતથી, ઔર ન ચાહું મનથી. હું૦૫

જ્ઞાનાનંદન જગ આનંદન, આશ દાસની ઇતની;
દેવચંદ્ર સેવનમેં અહનિશિ, રમજો પરિણતિ ચિત્તની. હું૦૬

---

## કલશ.

રાગ ધનાશ્રી

વંદો વંદો રે જિનવર વિચરંતા વંદો;
કીર્તન સ્તવન નમન અનુસરતાં, પૂર્વ પાપ નિકંદો રે.
જિનવર વિચરંતા વંદો. ૧

જંબુદ્વીપે ચાર જિનેશ્વર, ધાતકી આઠ આણંદો;
પુષ્કર અર્ધે આઠ મહામુનિ, સેવે ચોસઠ ઇન્દો રે. જિ૦૨

ાી ગણધર સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા વૃંદો;
'ન મુખ ધર્મ અમૃત અનુભવતાં, પામે મન આણંદોરે.જિ૦૩
ાદ્ધાચલ ચૌમાસ રહીને, ગાયો જિનગુણ છંદો;
'નપતિ વાક્તિ મુકિતનો મારગ,અનુપમશિવસુખકંદોરે.જિ૦૪
રતર ગચ્છ જિનચંદ્ર સૂરિવર, પુણ્ય પ્રધાન મુણિંદો;
મતિસાગર સાધુ રંગ સુવાચક, પીધો શ્રુતમકરંદોરે.જિ૦૫
.જસાર પાઠક ઉપગારી, જ્ઞાન ધર્મ દિણંદો;
પચંદ્ર સદ્ગુરુ ગુણવંતા, પાઠક ધીર ગયંદો રે.જિ૦૬
વચંદ્ર ગણિ આતમ હેતે, ગાયા વીશ જિણંદો;
ઙદ્ધિ વૃદ્ધિ સુખસંપત્તિ પ્રગટે, સુજશ મહોદય વૃંદોરે.જિ૦૭

---

## (૨૧) શ્રી નેમિનાથ જિન સ્તવન.

ઋષભનો વંશ રયણાયર— એ દેશી.

મુજ મન પંકજ ભ્રમર લે, શ્રી નમિજિન જગદીશો રે;
ધ્યાન કરું નિત તુમ તણું, નામ જપું નિશ દીશો રે.મુજ૦૧
ચિત્ત થકી કઈ યેં ન વિસરે, દેખિયે આગલે ધ્યાને રે;
અંતર તાપથી જાણિયે, દૂર રહ્યા અનુમાને રે મુજ૦૨
તું ગતિ તું મતિ આશરો, તુંહિજ બાંધવ મોટો રે.
વાચક યશ કહે તુજ વિના, અવર પ્રપંચ તે ખોટો રે.મુજ૦૩

---

## (૨૧) શ્રી શુદ્ધમતિ જિન સ્તવન.

શ્રી જિન પ્રતિમા હો જિન સરખી કહી—એ દેશી.

શ્રી શુદ્ધમતિ હો જિનવર પૂરવો, એહ મનોરથ માળ;
સેવક જાણી હો મહેરબાની કરી, ભવસંકટથી ટાળ. શ્રી૦
પતિત ઉદ્ધારણ હો તારણ વત્સલ, કર અપણાયત એહ;
નિત્ય નિરાગી હો નિસ્પૃહ જ્ઞાનની, શુદ્ધઅવસ્થા દેહ. શ્રી૦

તેહ આલંબીને જીવ, ઘણાએ બૂઝિયા, હો લાલ ઘણા૦
ભાવિ ભાવન જ્ઞાની, અમો પણ રીઝિયા. હો લાલ અમો૦ ૪
તે માટે તુજ પિંડ, ઘણા ગુણ કારણો, હો લાલ ઘણા૦
સેવ્યો ધ્યાયો હુવે, મહા ભય વારણો; હો લાલ મહા૦
શાંતિવિજય બુધ શિષ્ય, કહે કવિ કાજના, હો લાલ કહે૦
પ્રભુનું પિંડસ્થ ધ્યાન, કરો થઈ એકમના. હો લાલ કરો૦ ૫

(૧૬)

ભવિ તુમે વંદો સૂરીશ્વર ગચ્છરાયા—એ દેશી.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહેશું,
વામાનંદન જગદાનંદન, જેહ સુધારસ ખાણી;
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી. મોહન૦ ૧

ભવપટ્ટણ ચીહું દિશિ ચારે ગતિ, ચોરાશી લખ ચૌટા;
ક્રોધ માન માયા લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા. મોહન૦ ૨

મિથ્યા મેતો કુમતિ પુરોહિત, મદનસેનાને તોરે;
લાંચ લઈ લખ લોક સંતાપે, મોહ કંદર્પને જોરે. મોહન૦ ૩

અનાદિ નિગોદ તે બંધીખાનો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક વાકો. મોહન૦ ૪

ભવસ્થિતિ કર્મ વિવર લઈ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિકલેંદ્રિયપણું ઓળંગી, પંચેંદ્રિયપણું લાધ્યો. મોહન૦ ૫

માનવભવ આરજકુળ સદ્ગુરુ, વિમળબોધ મળ્યો મુજને.
ક્રોધાદિક સહુ શત્રુ વિનાશી, તેણે ઓળખાવ્યો તુજને. મોહન૦ ૬

પાટણમાંહે પરમ દયાળુ, જગત્ વિભૂષણ ભેટયા;
સત્તર બાણું શુભ પરિણામે, કર્મ કઠિન બળ મેટ્યા. મોહન૦ ૭

સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું;
ખિમાવિજય જિન ચરણ રમણ સુખ, રાજ પોતાનું લીધું. મોહન ૮

પ્રકારે સંમૂર્છિમ આદિ ત્રસ સ્થાવર જીવોની વિરાધના કરી, કરાવી; અનુમોદી; મન, વચન અને કાયાએ કરી જોતાં, ભોગવતાં, સૂતાં, હાલતાં, ચાલતાં, શસ્ત્ર, વસ્ત્ર, મકાનાદિ ઉપકરણો ઉઠાવતાં, મૂકતાં, લેતાં, દેતાં, વર્તતાં વર્તાવતાં, અપડિલેહણા, દુપડિલેહણા, સંબંધી, અપ્રમાર્જના, દુઃપ્રમાર્જના સંબંધી, અધિકી ઓછી, વિપરીત પૂજના પડિલેહણા સંબંધી અને આહાર વિહારાદિક નાના પ્રકારના ઘણા ઘણા કર્તવ્યોમાં સંખ્યાતા, અસંખ્યાતા અને નિગોદ આશ્રી અનંતા જીવના જેટલા પ્રાણ લૂંટ્યા, તે સર્વ જીવોનો હું પાપી અપરાધી છું, નિશ્ચય કરી બદલાનો દેણદાર છું. સર્વ જીવ મને માફ કરો, મારી ભૂલચૂક, અવગુણ અપરાધ સર્વે માફ કરો. દેવસીય, રાઈય, પાક્ષિક, ચૌમાસીઅને સાંવત્સરિક સંબંધી વારંવાર મિચ્છા મિ દુક્કડં. વારંવાર ખમાવું છું. તમે સર્વ ક્ષમજો.

ખામેમિ સવ્વજીવે, સવ્વે જીવા ખમંતુ મે;
મિત્તી મે સવ્વ ભૂએસુ વેરં મજ્ઝં ન કેણઈ.

તે દિવસ મારો ધન્ય હશે કે જે દિવસે હું છએ કાયના જીવોના વૈર બદલાથી નિવૃત્તિ પામીશ. સર્વ ચોરાસી લાખ જીવયોનિનેઅભયદાનદઈશ. તે દિવસમારો પરમકલ્યાણમય થશે.

**બીજું મૃષાવાદ પાપસ્થાનક:—**

ક્રોધવશે, માનવશે, માયાવશે, લોભવશે, હાસ્યે કરી, ભયવશે ઇત્યાદિક કરી મૃષા વચન બોલ્યો, નિંદા–વિકથા કરી કર્કશ કઠોર, માર્મિક ભાષા બોલી ઇત્યાદિક અનેક પ્રકારે મૃષા, જૂઠું બોલ્યો,-બોલાવ્યું, બોલતા પ્રત્યે અનુમોદ્યું તે સર્વે મન–વચન–કાયાએ કરી મિચ્છામિ દુક્કડં, તે દિવસ મારો

ધન્ય હશે કે જે દિવસે હું સર્વથા પ્રકારે મૃષાવાદનો ત્યાગ કરીશ. તે દિવસ મારો પરમ કલ્યાણમય થશે.

ત્રીજું અદત્તાદાન પાપસ્થાનક :—

અણુદીધી વસ્તુ ચોરીકરીને લીધી, વિશ્વાસઘાતકરી થાપણ ઓળવી, પરસ્ત્રી, પરધન હરણ કર્યાં તે મોટી ચોરી લૌકિક વિરુદ્ધની, તથા અલ્પ ચોરી તે ઘર સંબંધી નાના પ્રકારના કર્તવ્યોમાં ઉપયોગ સહિતે ને ઉપયોગ રહિતે ચોરી કરી, કરાવી, કરતા પ્રત્યે અનુમોદી, મન-વચન-કાયાએ કરી તથા ધર્મ સંબંધી જ્ઞાન, દર્શન,ચારિત્ર અને તપ શ્રી ભગવંત ગુરુદેવોની આજ્ઞા વગર કર્યાં. તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં, તે દિવસ મારો ધન્ય હશે કે જે દિવસે હું સર્વથાપ્રકારે અદત્તાદાનનો ત્યાગ કરીશ. તે મારો પરમ કલ્યાણમય દિનથશે.

ચોથું અબ્રહ્મ પાપસ્થાનક:—

મૈથુન સેવવામાં મન, વચન અને કાયાના યોગ પ્રવર્ત્તાવ્યા; નવ વાડ સહિત બ્રહ્મચર્ય પાળ્યું નહિ; નવ વાડમાં અશુદ્ધપણે પ્રવૃત્તિ કરી; પોતે સેવ્યું, બીજા પાસે સેવરાવ્યું, સેવનાર પ્રત્યે ભલું જાણ્યું, તે મન, વચન, કાયાએ કરી મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં, તે દિવસ મારો ધન્ય હશે કે જે દિવસે હું નવવાડ સહિત બ્રહ્મચર્ય-શીલરત્ન આરાધીશ, સર્વથા પ્રકારે કામવિકારોથી નિવર્તીશ. તે દિવસ મારો પરમ કલ્યાણમય થશે.

પાંચમું પરિગ્રહ પાપસ્થાનક;--

સચિત પરિગ્રહ તે દાસ, દાસી, દ્વિપદ, ચૌપદ આદિ, મણિ, પત્થર આદિ અનેક પ્રકારે છે અને અચિત પરિગ્રહ

સત્તરમું માયા મૃષાવાદ પાપસ્થાનક;--

કપટસહિત જુઠું બોલ્યો તે મને ધિક્કાર, ધિક્કાર વારંવાર મિચ્છામિ દુક્કડં.

અઢારમું મિથ્યાદર્શનશલ્ય પાપસ્થાનક:--

શ્રી જિનેશ્વર દેવના માર્ગમાં શંકા કાંક્ષાદિક વિપરીત પ્રરૂપણા કરી, કરાવી,અનુમોદી તે મને ધિક્કાર ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

એવં અઢાર પાપસ્થાનક તે દ્રવ્યથી,ક્ષેત્રથી, કાળથી, ભાવથી જાણતાં, અજાણતાં, મન, વચન, કાયાએ કરી સેવ્યાં, સેવરાવ્યાં; અનુમોદ્યાં; અર્થે, અનર્થે,ધર્મ,અર્થે,કામવશે, મોહવશે,સ્વવશે, પરવશે કર્યાં; દિવસે, રાત્રે એકલા કે સમૂહમાં, સૂતાં વા જાગતાં, આ ભવમાં, પહેલાં સંખ્યાતા, અસંખ્યાતા અનંતા ભવોમાં પરિભ્રમણ કરતાં આજ દિન અદ્યક્ષણ પર્યંત રાગદ્વેષ, વિષય-કષાય, આળસ પ્રમાદાદિક પૌદ્ગલિક પ્રપંચ, પરગુણ પર્યાયને પોતાના માનવારૂપ વિકલ્પે કરી ભૂલ કરી, જ્ઞાનની વિરાધના કરી, દર્શનની વિરાધના કરી, ચારિત્રની વિરાધના કરી, દેશચારિત્રની વિરાધના કરી, તપની વિરાધના કરી, શુદ્ધ શ્રદ્ધા-શીલ. સંતોષ, ક્ષમાદિક, નિજ સ્વરૂપની વિરાધના કરી; ઉપશમ, વિવેક, સંવર, સામાયિક, પોસહ, પ્રતિક્રમણ, ધ્યાન, મૌનાદિ નિયમ, વ્રત, પચ્ચખ્ખાણ,દાન,શીલ,તપાદિની વિરાધના કરી; પરમ કલ્યાણકારી આ બોલોની આરાધના,પાલના આદિક મન, વચન, અને કાયાએ કરી નહિ, કરાવી નહિ, અનુમોદી નહિ, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

છએ આવશ્યક સમ્યક્‌પ્રકારે વિધિ-ઉપયોગસહિત આરાધ્યા નહિ. પાળ્યા નહિ, સ્પર્શ્યાં નહિ, વિધિ-ઉપયોગરહિત-નિરાદર પણે કર્યાં પરંતુ આદર-સત્કાર-ભાવ-ભક્તિ સહિત નહિ કર્યાં; જ્ઞાનના ચૌદ, સમકિતના પાંચ, બાર વ્રતના સાઠ, કર્માદાનના પંદર, સંલેખનાના પાંચ, એવં નવ્વાણું અતિચારમાં તથા ૧૨૪ અતિચાર મધ્યે તથા સાધુના ૧૨૫ અતિચાર મધ્યે તથા બાવન અનાચરણના સદાદિકમાં, વિરાધનાદિકે કોઈ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચારાદિ સેવ્યા, સેવરાવ્યા, અનુમોદ્યા. જાણતાં, અજાણતાં, મન, વચન, કાયાએ કરી, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

મેં જીવને અજીવ સદ્દહ્યા, પ્રરૂપ્યા, અજીવને જીવ સદ્દહ્યા પ્રરૂપ્યા; ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ સદ્દહ્યા, પ્રરૂપ્યા, સાધુને અસાધુ અને અસાધુને સાધુ સદ્દહ્યા, પ્રરૂપ્યા તથા ઉત્તમ પુરુષ, સાધુને મુનિરાજ સાધ્વીજીની સેવા ભક્તિ યથાવિધિ માનતાદિ નહિ કરી, નહિ કરાવી, નહિ અનુમોદી; તથા અસાધુઓની સેવા ભક્તિ આદિ માનતા, પક્ષ કર્યો, મુક્તિના માર્ગમાં સંસારનો માર્ગ યાવત્ પચીસ મિથ્યાત્વમાંનાં મિથ્યાત્વ સેવ્યાં, સેવરાવ્યાં, અનુમોદ્યાં, મને કરી, વચને કરી, કાયાએ કરી, પચીસ કષાય સંબંધી, પચીસ ક્રિયા સંબંધી, તેત્રીશ આશાતના સંબંધી, ધ્યાનના ઓગણીશ દોષ, વંદનાના બત્રીશ દોષ, સામાયિકના બત્રીસ દોષ, પોસહના અઢાર દોષ સંબંધી મને, વચને, કાયાએ કરી જે કાંઈ પાપ દોષ લાગ્યા, લગાવ્યા અનુમોદ્યા તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

મહામોહનીય કર્મબંધનાં ત્રીશ સ્થાનકને મન, વચન, કાયાએ

કરી સેવ્યાં, સેવરાવ્યાં, અનુમોદ્યાં, શીલની નવ વાડ, આઠ પ્રવચન માતાની વિરાધનાદિક તથા શ્રાવકના એકવીશ ગુણ અને બાર વ્રતની વિરાધનાદિ મન, વચન અને કાયાએ કરી, કરાવી, અનુમોદી તથા ત્રણ અશુભ લેશ્યાનાં લક્ષણોની અને બોલોની સેવના કરી અને ત્રણ શુભ લેશ્યાનાં લક્ષણોની અને બોલોની વિરાધના કરી, ચર્ચા, વાર્તા, વ્યાખ્યાનમાં શ્રી જિનેશ્વર દેવનો માર્ગ લોપ્યો, ગોપવ્યો, નહિ માન્યો, અછતાની સ્થાપના કરી–પ્રવર્તાવ્યો, છતાની સ્થાપના કરી નહિ અને અછતાની નિષેધના કરી નહિ. છતાની સ્થાપના અને અછતાને નિષેધ કરવાનો નિયમ કર્યો નહિ, કલુષતા કરી તથા છ પ્રકારે જ્ઞાનાવરણીય બંધના બોલ તેમ જ છ પ્રકારના દર્શનાવરણીય બંધના બોલ યાવત આઠ કર્મની અશુભ પ્રકૃતિ બંધના પંચાવન કારણે કરી બ્યાસી પ્રકૃતિ પાપોની બાંધી, બંધાવી, અનુમોદી, મને કરી, વચને કરી, કાયાએ કરી, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

એક એક બોલથી માંડી કોડાકોડી યાવત સંખ્યાત અસંખ્યાત અનંતાનંત બોલ પર્યંત મેં જાણવા યોગ્ય બોલને સમ્યક્ પ્રકારે જાણ્યા નહિ, સદ્દહ્યા–પ્રરૂપ્યા નહિ તથા વિપરીતપણે શ્રદ્ધાન આદિ કરી, કરાવી, અનુમોદી, મન, વચન, કાયાએ કરી, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં. એક એક બોલથી માંડી યાવત અનંતા બોલમાં છાંડવા યોગ્ય બોલને છાંડ્યા નહિ અને તે મન, વચન, કાયાએ કરી સેવ્યા, સેવરાવ્યા, અનુમોદ્યા, તે મને ધિક્કાર ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

એક એક બોલથી માંડી યાવત અનંતાનંત બોલમાં આદરવા

કરી સેવ્યાં, સેવરાવ્યાં, અનુમોદ્યાં, શીલની નવ વાડ, આઠ પ્રવચન માતાની વિરાધનાદિક તથા શ્રાવકના એકવીશ ગુણ અને બાર વ્રતની વિરાધનાદિ મન, વચન અને કાયાએ કરી, કરાવી, અનુમોદી તથા ત્રણ અશુભ લેશ્યાનાં લક્ષણોની અને બોલોની સેવના કરી અને ત્રણ શુભ લેશ્યાનાં લક્ષણોની અને બોલોની વિરાધના કરી, ચર્ચા, વાર્તા, વ્યાખ્યાનમાં શ્રી જિનેશ્વર દેવનો માર્ગ લોપ્યો, ગોપવ્યો, નહિ માન્યો, અછતાની સ્થાપના કરી-પ્રવર્તાવ્યો, છતાની સ્થાપના કરી નહિ અને અછતાની નિષેધના કરી નહિ. છતાની સ્થાપના અને અછતાને નિષેધ કરવાનો નિયમ કર્યો નહિ, કલુષતા કરી તથા છ પ્રકારે જ્ઞાનાવરણીય બંધના બોલ તેમ જ છ પ્રકારના દર્શનાવરણીય બંધના બોલ યાવત આઠ કર્મની અશુભ પ્રકૃતિ બંધના પંચાવન કારણે કરી બ્યાસી પ્રકૃતિ પાપોની બાંધી, બંધાવી, અનુમોદી, મને કરી, વચને કરી, કાયાએ કરી, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

એક એક બોલથીમાંડી કોડાકોડીયાવતંસંખ્યાતઅસંખ્યાત અનંતાનંત બોલ પર્યંત મેં જાણવા યોગ્ય બોલને સમ્યક્ પ્રકારે જાણ્યા નહિ, સદ્દહ્યા-પ્રરૂપ્યા નહિ તથા વિપરીતપણે શ્રદ્ધાન આદિ કરી, કરાવી, અનુમોદી, મન, વચન. કાયાએ કરી, તે મને ધિક્કાર, ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં. એક એક બોલથી માંડી યાવત અનંતા બોલમાં છાંડવા યોગ્ય બોલને છાંડયા નહિ અને તે મન, વચન, કાયાએ કરી સેવ્યા, સેવરાવ્યા, અનુમોદ્યા, તે મને ધિક્કાર ધિક્કાર, વારંવાર મિચ્છામિ દુક્કડં.

એક એક બોલથીમાંડી યાવત અનંતાનંત બોલમાં આદરવા

જૈન ધર્મ શુદ્ધ પાયકે, વરતું વિષય કષાય;
એહ અચંબા હો રહ્યા, જલમેં લાગી લાય.
એક કનક અરુ કામિની, દો મોટી તરવાર;
ઊઠ્યો થો જિન ભજનકું, બિચમેં લિયો માર.

સવૈયા.

સંસાર ક્ષાર તજી ફરી, ક્ષારનો વેપાર કરું,
પ્હેલાંનો લાગેલો કીચ, ધોઈ કીચ બીચ ફરું;
તેમ મહાપાપી હું તો, માનું સુખ વિષયથી,
કરી છે ફકીરી એવી, અમીરીના આશયથી.

દોહા

ત્યાગ ન કર સંગ્રહ કરું, વિષય વચન જિમ આહાર;
તુલસી એ મુજ પતિતકું વારંવાર ધિક્કાર.
કામી કપટી લાલચી, કઠણ લોહકો દામ;
તુમ પારસ પરસંગથી, સુવરન થાશું સ્વામ.
જપ તપ સંવર હીન હું, વળી હું સમતા હીન;
કરુણાનિધિ કૃપાળુ હે! શરણ રાખ, હું દીન.
નહિ વિદ્યા નહિ વચન બળ, નહિ ધીરજ ગુણ જ્ઞાન,
તુલસીદાસ ગરીબકી, પત રાખો ભગવાન.
આઠ કર્મ પ્રબલ કરી, ભમીઓ જીવ અનાદિ;
આઠ કર્મ છેદન કરી, પાવે મુકિત સમાધિ.
સુસા જૈસે અવિવેક હું, આંખ મીચ અંધિયાર;
મકડી[1] જાલ બિછાયકે, ફસું આપ ધિક્કાર.

---

૧. કરોળિયા.

રેણં,સવ્વસમાહિવત્તિયાગારેણં, એગાસણં, બિયાસણં પચ્ચખ્ખાઈ, તિવિહંપિઆહારં-અસણં,ખાઈમં,સાઈમં,અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારેણં ગુરુઅબ્ભુઠ્ઠાણેણં પારિઠ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા અચ્છેણ વા,બહુ લેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરે.

(૪) આયંબિલનું પચ્ચખ્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કાર સહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઈ. ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં, અસણં. પાણં, ખાઈમં, સાઈમં અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં,સાહુવયણેણં મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં; આયંબિલં પચ્ચખ્ખાઈ અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહત્થસંસટ્ઠેણં, ઉખ્ખિત્તવિવેગેણં, પરિઠ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં; એગાસણં પચ્ચખ્ખાઈ, તિવિહંપિ આહારં -અસણં, ખાઈમં, સાઈમં,અન્નત્થણાભોગેણં, સહસાગારેણં સાગારિયાગારેણં, આઉંટણપસારેણં, ગુરુઅબ્ભુઠ્ઠાણેણં, પરિઠ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા. સસિત્થેણ વા, અસિત્થેણ વા; વોસિરે.

(૫) ચઉવિહારનું પચ્ચખ્ખાણ.

દિવસચરિમં પચ્ચખ્ખાઈ ચઉવ્વિહંપિ આહારં-અસણં પાણં. ખાઈમં સાઈમં, અન્નત્થણાભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

રેણં,સવ્વસમાહિવત્તિયાગારેણં, એગાસણં, બિયાસણં પચ્ચ ક્ખાઇ, તિવિહંપિઆહારં-અસણં,ખાઇમં,સાઇમં,અન્નથણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારેણં ગુરુઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વ સમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા અચ્છેણ વા,બહુ લેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા, વોસિરે.

(૪) આયંબિલનું પચ્ચક્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કાર સહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઈ. ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં; અસણં, પાણં, ખાઇમં, સાઇમં અન્નથણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં,સાહુવયણેણં મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં; આયંબિલં પચ્ચક્ખાઈ અન્નથણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહત્થસંસટ્ઠેણં, ઉક્ખિત્તવિવેગેણં, પરિટ્ઠાવણિયાગારેણં, મહાત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં; એગાસણં પચ્ચક્ખાઈ, તિવિહંપિ આહારં -અસણં, ખાઇમં, સાઇમં,અન્નથણાભોગેણં, સહસાગારેણં સાગારિયાગારેણં, આઉંટણપસારેણં, ગુરુઅબ્ભુટ્ઠાણેણં, પરિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા; વોસિરે.

(૫) ચઉવિહારનું પચ્ચક્ખાણ.

દિવસચરિમંપચ્ચક્ખાઈ ચઉવ્વિહંપિ આહારં-અસણં પાણં, ખાઇમં સાઇમં, અન્નથણાભોગેણં સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

# વંદન તથા પ્રણિપાતસ્તુતિ.

અહો ! અહો, શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર.
શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન.
ષટ્‌સ્થાનક સમજાવીને ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ.
જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત.
પરમ પુરુષ પ્રભુ સદ્‌ગુરુ, પરમજ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ.
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત.

હે પરમકૃપાળુ દેવ ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળધર્મ (માર્ગ) આપ શ્રીમદે અનંતકૃપા કરી મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું; વળી આપ શ્રીમત્ કંઈ પણ લેવાને સર્વથા નિઃસ્પૃહ છો; જેથી હું મન, વચન કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરું છું. આપની પરમભક્તિ અને વીતરાગ પુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ